# નાજુક સવારી

'વિનોદકાન્ત'

દોઢ રૂપિયો

# પ્રકાશકની નોંધ

આ ગ્રન્થના કર્તાને નામદાર ભાવનગરનરેશની ગ્રન્થોત્તેજક સમિતિની યોજનાનુસાર ઉત્તેજન મળ્યું છે એ હકીકત આભારપૂર્વક સ્વીકારતાં આનંદ થાય છે. * એ લાભ મળવાને લીધે જ સામાન્ય સંજોગોમાં કિંમત જ્યાં બે રૂપિયા રાખવી પડત ત્યાં ગ્રન્થ પર છાપેલી છે એ ઓછી કિંમત રાખી શકાઈ છે. * ગ્રન્થનું પ્રેસબિલ તથા બીજો બધો ખર્ચ બાદ જતાં જે ચોખ્ખી આવક થશે તે બધી અમારે હસ્તક ચાલતા 'માનસી'ની ખોટ પૂરવામાં વાપરવામાં આવશે. * આવા ઈંગ્રેજી નિબંધિકાસંગ્રહોનું જેવું કદ સામાન્ય રીતે હોય છે તેવું રાખવાનો પ્રયોગ અહીં કર્યો છે. એમાં એક નવું વિશિષ્ટ અંગ પણ–વખાણદીઠ સ્વતંત્ર મુખપૃષ્ઠરૂપે–ઉમેર્યું છે. એ ગ્રન્થઘડતરના અધિકારી પરીક્ષકોનો આદર પામશે એવી આશા છે. * સુપ્રસિદ્ધ આનંદ પ્રેસના સુઘડ અને કાળજીભર્યા મુદ્રણને

પ્રતાપે, અન્યથા ગુજરાતી ગ્રંથો માટે અપરિહાર્ય એવું શુદ્ધિપત્રક મૂકવાની જરૂર પડી નથી એ વાતની પણ ખાસ સંતોષપૂર્વક નોંધ લેવી ઘટે. ક્યાંક નાની (કે જરા મોટી) અશુદ્ધિ રહી હશે તો એ માટેની જવાબદારી અમારી છે, કેમ કે છેવટના બધા પ્રૂફ અમે જ—ઘણી અને વધતી ફરજોથી ઘેરાયલા હોઇ ઉતાવળે—જોયા હતા.

* ગ્રન્થના વેચાણમાં બનતી બધી મદદ કરવાનું અમદાવાદના પ્રખ્યાત અને કાર્યદક્ષ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના સંચાલકોએ સ્વીકાર્યું હોવાથી તેમનો અમારી પર ઘણો ઉપકાર થયો છે.

ભાવનગર

તા. ૨૦-૪-૩૮

# આ ચોપડી

એક બીજી ચોપડીને આભારી છે. આની એ મોટી બહેનનું નામ—કે નહિ; એનું નામ દઈને વળી એની મફત-માં જાહેરાત તે કોણ કરે ? વળી, એ નામ દેતાં મારૂં ખરૂં નામ પણ ખુલ્લું થઈ જાય. મેં અવતાર ધરીને એટલા બધા ખોલવા તેમ જ નહિ ખોલવા જેવા ભેદ ખુલ્લા પાડી દીધા છે કે એમાં આ બેનો વધારો કરીને ઘરડે ઘડપણ મારાં પાપનો બોજ વધારવો નથી અને હરપળે પાસે ધસી આવતું વૈતરણીનું તરણ એ બોજે કરીને વધુ મુશ્કેલ બનાવવું નથી.

ઘડપણનાં ચિહ્ન આ બેંતાલીશમે વર્ષે તો જે દેખાતાં હોય તે ખરાં, પણ એ આજના કરતાં ય વધારે સ્પષ્ટ અને ગ્લાનિકર તો આ ચોપડી લખી ત્યારે બત્રીશમે વર્ષે હતાં. એ આપમેળે નહોતાં આવ્યાં–મારા નોતરવાથી આવવા માંડયાં હતાં. એમ કહો કે એ નોતરાં મારે અનિચ્છાએ પણ સંજોગવશતાથી દેવાં પડયાં હતાં, તે એવી રીતે કે–અહીં જ પેલી બીજી ચોપડીના આભાર ભારની શરૂઆત થાય છે અને એ ભારે ચાલુ કંડિકા કપાઈ જઈને નવી પડે છે; નવી કંડિકા જ નહિ, નવો નિરાળો ખંડક જ.

## ૨

એ ચોપડીનું મારે એકેક પ્રકરણ દર અઠવાડિયે લખવું પડતું. અને એ લખાણ યથાયોગ્ય થાય માટે કૈં પાર વિનાનાં સંશોધન અન્વેષણ અને ગવેષણ

કરવાં પડતાં. એ વખતે એ ચોપડીનો વિષય પણ મને અજાણ્યા જેવો તેથી જન્મોજન્મથી ખણિયો હોઉં તેવી એકાગ્રતા કાળજી વગેરેથી મારે એક અસલી કાલાવધિની ખાણોમાં, દિવસ કે રાત જોયા વિના, ખોદ્યા જ કરવાનું હતું અને નીકળે તેટલાં રત્નો એ અપાર્થિવ પૃથ્વીના પેટાળમાંથી મારી કીર્તિ અને વાચકોનું શ્રેય વધારવા બહાર ખેંચી આણવાનાં હતાં.

એ કાળા શ્રમે કમ્મર બેવડ વાળી નાંખવા માંડી અને હૈયામાં થવા માંડયાં શુષ્કતાનાં વાવેતર. મેં જોયું કે આમ ને આમ ચાલશે તો નઠોર ઘડપણ મને પોતાનો કરી લેશે. એ કેમ પોસાય ? હાથ પગ વગેરેના ઘડપણે તો મને તેથીય વહેલો ઝડપેલો; ને આમ છેક જ અકાળે હૈયાનું ઘડપણ પણ શું, સોરઠી સાહિત્યનું કોઇ જ પાત્ર પોતે હોયા વિના, ત્રાટકશે મારી પર ? અને હુંય કેવોક સોરઠી સપૂત નીવડું, એને ઘડીભર પણ ફાવવા દઉં તો ? ... ... ...

૩

એવામાં મેં ગુરુવારને રવિવાર બનાવેલો : શુક્રથી બુધ સુધીનું અઠવાડિયું પેલી મોટેરી ચોપડીના ભલાને ખાતર વેદાભ્યાસજડ બનવામાં ગાળતો અને ગુરુવારે ગુરુવારે એમાંથી ફારગ રહી રજા પાળતો. પણ એ રજા એટલે પેલો 'બસમેન્સ હોલિડે' કહેવાય છે તેના જેવું જ : રજા પર ખરો ને રજા પર નહિ પણ, એવું બનતું. અભ્યાસની બાબતમાં હું રજા ભોગવતો પણ રસિકતાની બાબતમાં કામે ચઢેલો રહેતો : અભ્યાસ મને સૂકું ઠૂંઠું બનાવી મારે નહિ માટે આ રસીલાં

સર્જનોનાં લીલા રોપ ચિત્તભૂમિને વિશે ઊગાડતો અને પ્રેમપૂર્વક ઉછેરતો. (એમ કરવામાં એક ઠેકાણે—ક્યાં, એ શોધી કાઢજો—'સર્વદર્શનસંગ્રહ' જેવા વિરલ ગ્રંથની ભારોભાર મદદ પણ મળેલી એનો ઋણસ્વીકાર અહીં જ ભલે થઇ જાય.) એ બાગબાની કરવામાં હું સરખો શિખાઉ માળી કેટલો સફળ થયો છે તેની મને તો શી ખબર પડે? અથવા, પડે તો એવી કે: કાં તો હું મેં મારાં કરેલાં અતિવખાણે ફુલાઇ જાઉં, નહિ તો અતિવખોડે સંકોડાઇ જાઉં. બેમાંની એકે અવદશાનું આકર્ષણ મને અત્યારે તો છે નહિ એટલે ઝટપટ—એવું કોઈ આકર્ષણ પળ બે પળમાં મને જડપશે એમ લાગવા માંડયું હોવાથી—એટલું જ કહી નાંખું છું કે આ નાની શી સુન્દર વાડીથી હું મુગ્ધ બન્યો છું તેમ તમે પણ બનજો.

## ૪

એવાં સ્થિતિસંજોગમાં રચાયલી આ નિબંધિઓના સંગ્રહનું નામ 'મરુભૂમિની લીલી ક્યારીઓ' કે એવું કંઇક નહોતું પાડવું જોઈતું? કે ના, એ તો બહુ લાંબું પડે એટલે 'મારવાડી ક્યારીઓ' એવું સંક્ષિપ્ત અને ધ્વન્યાત્મક (જોયું? અભાગણી અભ્યાસજડતા હજી ય મને છોડતી નથી; તેથી જ આ સાક્ષરિયાં વિશેષણો.) નામ આપવું જ વધારે સારું? પણ એ નામમાંથી વળી કોઇ એવો ધ્વનિ કાઢત કે જે ક્યારીઓને મખ્ખીચૂસપણાપૂર્વક પાણી પાવામાં આવ્યું છે, તેનાં સુકાયલ ડાળાંપાંદડાં જ આ ચોપડીને રૂપે બિચારા વહાલા મારા વાચકોના માથામાં મારવામાં આવ્યાં છે. એ આફત કેમ ખમાય?

એવી આફત આપણી પર કદાચ આવી જ હોત, જો એક માનનીય સદ્ગત કવિજનને આ ચોપડીનું નામ પાડવામાં આપણી કુમકે બોલાવ્યા ન હોત તો. પરંતુ આપણો આ વિષયનો ઋણવિસ્તાર ગુજરાત બહાર પણ લંબાવવો પડે તેમ છે. એ કવિતામાં આ બે શબ્દો હતા ને છે તો ઘણા વખતથી, પણ કવિતામાંથી શબ્દો ઊંચકીને એનો વિનિયોગ ચોપડીના નામમાં કરવાની રીત આપણને કોણે શીખવી?—શેલી ટેનિસન અને મિલ્ટનના ઋણભારે દબાયલા.—અને એ દબાવ વડે કરીને બેડોળ નહિ પણ મનોહર બનેલા—હચિન્સન ('ઈફ વિન્ટર કમ્સ'), જેમ્સ એલન ('ધી ઈન્ક્રીઝિંગ પર્પઝ') અને આલ્ડસ હકસલી ('આયલેસ ઇન ગાઝા') જેવા સાહિત્યકારોએ. તેમણે આ ઉપયોગી ચીલો પાડી આપ્યો એ બદલ, એમને ચીલે ચાલનાર પહેલા નમ્ર ગુજરાતી તરીકે, આપણી સૌની વતી એમનો આભાર માનવાની આ તક ઝડપું છું.

એ રીતે પસંદ થએલા નામમાં કેટલીક સાર્થકતા પણ એની મેળે આવી છે: (૧) અભ્યાસ માટે થતી એ સવારી કઠણ, પણ આ નાજુક; અને, (૨) નિબંધિકાનો વિષય ભારેખમ જેવો હોય ત્યારે પણ—અને એ તેવો ન હોય ત્યારે તો ખાસ કરીને—એનો પટ વણવામાં નાજુકાઈથી કામ કરવાનો, નિબંધિકા જેવી કોમળ ઘોડલીને નાજુકાઈથી પલાણવાનો, પ્રયાસ થયો છે તેથી પણ છે આ સવારી નાજુક.

૪

કામ આશરે દોઢ વર્ષ ચાલેલું. એટલા ગાળામાં પોણોસો રચનાઓ, ઉપલે હિસાબે, તૈયાર થવી જોઈએ.

પણ કેટલાક ગુરુવાર ખાલી પડેલા એટલે તૈયાર થઇ માત્ર બત્રીશ. તેમાંની યે છ માસિકબાસિકવાળાએ છાપી; એક ખોવાઇ લાગે છે; એક હજી પડી છે કેમ કે આમાં સમાઈ નહિ. રહી ચોવીશ. એ સર્વે આજે આ પૃષ્ઠો દ્વારા પહેલી વાર જગતનું અંધારું જુએ છે. (જગત અનેક રીતે અંધારામાં અટવાયલું છે તેની કોણ ના પાડી શકશે? એ અંધારું અમે ફેડશું એવો દાવો અમો સાહિત્યકારો કરીએ છીએ. અમારું સાહિત્ય જ જગતને ખરો પ્રકાશ આપે છે—નહિ કે સૂરજચાંદાના ઊનાટાઢા ગોળાઓ—એવી ઊંડી પ્રતીતિ અમને થઈ ન હોત તો અમે કદી પણ સાહિત્યરચનાનો નખોખો ધંધો—અને તે ય, આ અંધારઘેરી ગુજરાતી પ્રજા વચ્ચે રહીને—સ્વીકારત જ નહિ, એમાં શંકા શી?) એ ચોવીસ નાનીનાની દીવીઓનો આછો—પાતળો કુમળો પ્રકાશ જગતનાં અંધકારદળને ભેદીને એકાદો પણ ઉજ્જવલ સેર તેમાં છોડે તો એ સર્વનું જીવ્યું સાર્થ થાય, તેણે પોતાનો ધર્મ યથાશક્તિ બજાવ્યો ગણાય, એ લોભે એને જગત પાસે રજૂ કરતાં જ્યાં જ્યાં જરૂર લાગી ત્યાં વાટ સંકોરી છે. મોગરો ખેરવ્યો છે, ઘી પણ કોઈમાં પૂર્યું છે. આ બધું કર્યું છે તેથી વધારે સારી રીતે થઈ શકયું હોત પણ ઓછા સમય અને ટૂંકાં સાધનને કારણે એ મનમાન્યું થયું નથી. આ મર્યાદાઓ ન નડી હોત તો પણ દરેક રચના પહેલી વારની સર્જાઇ ત્યારની મનોવૃત્તિ ફરી વાર માત્ર ઇચ્છાબળે કરીને જ જગાડી શકાઈ હોત કે કેમ એ શક-પડતી વાત છે. આ દૃષ્ટિએ એમ પણ લાગે છે કે અલૌકિક સંપૂર્ણતાના મોહમાં હું પડયો હોત તો પ્રત્યેક નિબંધિકા મોડની માફક faultily faultless થાત અને

લાકિક માનવતાનાં એમાં જે કૈં હોય તે આકર્ષણ એમાંથી સરકી પડત- એટલે આ 'નાઝુક સવારી'ને નિર્ભય ચિત્તે જગતમાં રમતી મૂકી દઉં છું-તે પોતાની ભરપૂર લૌકિક સંપૂર્ણતા વડે કરીને આ જગતમાં વિજયી-કદાચ દિગ્વિજયી-નીવડશે એવી શ્રદ્ધા સહિત.

વિનોદકાન્ત.

# પગલાં

## વિજયરાયકૃત

પ્રભાતના રંગ

એક ક્રાંતિકારની આત્મકથા

અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલય

'૩રનું ગ્રંથસ્થ વાઙ્મય

ખુશ્કી અને તરી

દૃષ્ટિપરિવર્તન

સાહિત્યદર્શન

પહેલું પાનું

બ્રહ્મર્ષિ વસિષ્ઠ

પ્રિય આપ્તશ્રી

બટુભાઇ ઉમરવાડિયાને

' ગમે તો સ્વીકારે

ગત સમય કેરા સ્મરણમાં.'

" સરળ અને આસાદિક "

# બ્રહ્મર્ષિ વસિષ્ઠ

" ફરીફરીને વાંચવી ગમે તેવી. "

—પ્રો. માંકડ

ઘટાડેલી કિંમત:

ચાર આના

( ટ. ખ. તથા પેકિંગ એક આનો )

આનંદ પ્રેસ—ભાવનગર

ઘરમાંથી નીકળીને ચાલવા માંડ્યું ત્યારે મને સૌથી પહેલો વિચાર એ આવ્યો કે છેક ચાર મહિને હું એ રસ્તે ફરીથી જતો હતો. ચાર મહિના! એટલા ગાળામાં શું શું નહોતું બની ગયું? દુનિયામાં શું બન્યું હતું એની ભારેખમ તપાસમાં ન પડીએ તો પણ, મને પોતાને જ અનેક કડવા અનુભવ થયા હતા, આવકમાં હજારેક રૂપિયો ઉમેરાયો હતો, મારાં જ્ઞાન અને કીર્તિના નિરંતર વધતા પ્રવાહમાં એક જબ્બર અણધાર્યો ખળકો આવ્યો હતો. આટલું બની ગયા પછી હું પહેલી વાર મારા માનીતા ખેતર ભણી ફરવા જતો હતો.

ફરવા જવું એ અસાધારણ કે નવી વાત નથી, છતાં જાણે કૈંક નવું બનવાનું હોય તેવી લાગણી મને થયા કરતી; અને તેને સાચી પડતાં પણ બહુ વાર ન લાગી.

જમણે હાથે બંગલાની હાર પૂરી થઇ ને જ્યાં સડક પરથી ખેતરાળ જમીનમાં ફંટાવાનું આવ્યું ત્યાં જ સૌથી અવનવી શોધ થઇ. એનાથી પહેલાં તો સહેજ અચંબો થયો, પછી ગૂંચવણ, ત્યાર પછી ચીઢ ને છેલ્લી નિરાશા. એક જાતનો હળવો વૈરાગ્ય પણ ત્યાં ને ત્યાં જ આવી ગયો, કેમ કે, ખેતરમાં લટાર મારવા ઉતરાય તેવું નહોતું; ખેતર નવા પાકથી ભરપૂર હતું. શ્રાવણ ને માગશર વચ્ચેનો એ ફેર. હું છેવટ ત્યાં ગએલો તે બળેવના અરસામાં. એ વખતે ઝરમરતા વરસાદની મોજ માણતાં મેં ખેતરની ભીની પોચી માટી પર ગર્વ ને આનંદથી ડગલાં દઇને આખું ખેતર ઓળંગ્યું હતું, હરિયાળીનાં દર્શને મુગ્ધાવસ્થા અનુભવી હતી, અને એમ ને એમ છેક સાબરમતીના કિનારા લગી પહોંચીને તેની સુધીર ગતિને નીરખવામાં જગતની જંજાળને વીસારી હતી. ...

એ સ્મરણોના કેફમાં વગરબ્યાને મેં સડકનો થોડો વધુ રસ્તો કાપ્યો. ત્યાં ઊભા મોલની વચ્ચે એક કેડી નજરે પડી. એને જોતાં જ, મારાથી કોઈ વધુ ઉતાવળિયો જુવાન હોત તો એકદમ ખેતરમાં દાખલ થઈ જાત; પણ મેં તો સાવધાનીથી બધે આંખ ફેરવી, કોઇ અટકાવે તેમ

સંદેશવાહિની લેખમાળા લખી રહ્યો હતો ત્યાં "બુલબુલ, બુલબુલ, કાકા ! બુલબુલ." એવો ઉદ્ગાર પાસે રમતી છ સાત વરસની જયાએ કર્યો. હું બારીના કઠેરા પર જોઈ રહ્યો. એકાદ વખત બુલબુલનું ચિત્ર જોએલું. આ હતું તો એના જેવું જ; પણ બુલબુલને પ્રત્યક્ષ જોવાનું છેક ઓગણત્રીશમે વરસે મારે ભાગે આવે, અને સાચું બુલબુલ કેવું હોય તેનો પૂરો ખ્યાલ તો જયા પોતાના મોસાળમાંથી શીખી આવીને મારા ઘરમાં પહેલી જ વાર આયાત કરે, મારી નિરંતરની પયગંબર કે સર્વજ્ઞ શી મનોદશાને મૂર્ચ્છિત થવાનો વખત આવે, એ બધું ખરેખર અસહ્ય હતું.

તેની પછી આ તુવેરવાળો બનાવ બન્યો. એ જ વખતે ખેતરમાં ઊભા ઊભા મને થયું કે સામાન્ય બાબતો વિશે પણ હું આટલો અજ્ઞાન રહું એવી તરેહનો ગ્રેજ્યુએટ મને બનાવવા માટે મારે મુંબાઇ યુનિવર્સિટી પર દાવો બાંધવો જોઇએ; મારી કીર્તિને ઉપલા બે પ્રસંગોએ તેણે જે ધક્કો પહોંચાડ્યો તેને માટે ઓછામાં ઓછી પાંચેક હજારની નુકસાની મારે તેની કનેથી મેળવવી જોઇએ.

પણ એ શુભ પ્રસંગ આવે, હજારના દશાંશ કરતાં યે ઓછી મારી માસિક આવકમાં એકાએક તેનાથી પાંચ-છગણો ઉમેરો કરી નંખાય

ત્યાં લગી તો મારે મારી શોધખોળ આગળ ચલાવ્યે જ છૂટકો.

મેં પેલા તુવેરના છોડવાનું વધુ સંશોધન કરવા માંડ્યું. તુવેરનાં પાંદડાં કેવાં હોય તે પણ ધ્યાનમાં રાખી લેવું જોઈએ; નહિ તો વળી પાછી અચાનક ફજેતી થઇ બેસશે, કોઇ વાર. એટલે મેં પાંદડાં તપાસ્યાં, તેના પર હાથ ફેરવી જોયો– જાણે મખમલ! પણ એ ઉપલી જ બાજુએ તેવાં હતાં. હેઠળ તો આછો ખડબચડાટ આંગળીએ અનુભવાયો. આકાર વગેરે પણ જોઇ લીધું–અને કોઇક નમૂનેદાર વાચનમાળામાં મૂકવા લાયક આ વાક્ય મનમાં ઘડાયું:

> તુવેરનું પાંદડું લીલા રંગનું હોય છે. તેનો આકાર લંબગોળ હોય છે. તેની બધી પાસની ધાર કરકરિયાંવાળી હોય છે અને છેડે અણી હોય છે. તેની ઉપલી બાજુ ઘણી સુંવાળી હોય છે. ... ...

હવે મને અતિજ્ઞાનનો ભય લાગવા માંડ્યો અને સહદેવ કે નકુળની થઇ હતી એવી દુર્દશા મારી થવા લાગે ત્યાર પહેલાં કેડી પર ઝડપબંધ આગળ ચાલવા માંડ્યું. તુવેર તો, અલબત્ત, હજી પણ બંને બાજુ પોતાનાં લટકાળાં શિર આગળ ધરતી મને મોહ પમાડવા ઉત્સુક હતી જ, પણ હવે તેની તરફ થોડોથોડો ધિક્કાર મેં કેળવવા

માંડ્યો. એ પ્રયત્નમાં થોડી વારે હું ફાવ્યો પણ ખરો. તુવેર કરતાં ઘણા વધારે મહત્ત્વના પદાર્થ–મારી જાત–વિશે વિચારો આવવા લાગ્યા.

આજે મેં વનસ્પતિશાસ્ત્રના મારા જ્ઞાનમાં જે વધારો કરી દીધો હતો તે કેટલો અસાધારણ હતો ! બીજું તો બધું ઠીક, પણ, આ જ્ઞાન પંડે ઘણું મોટું ન કહેવાય તો પણ, બીજા અસંખ્ય મારી જ નાતના–એટલે લેખકનાતના–અજ્ઞાનવીરો કરતાં હવે હું કેટલી ઊંચી પંક્તિએ ચઢ્યો હતો ! પેલો પ્રખ્યાત સાહિત્યકાર–જેને કેટલાક નવરાઓ વગરસેવેદેવે મારો હરીફ ગણી બેઠા છે તે–બિચારો કેટલી હવેરાટભરી ને ધમાલિયા જિંદગી ગાળે છે. એને કદી તુવેરનાં લહેરાતાં ખેતરમાં રખડવાનો લહાવ મળ્યો હશે ? પછી–બીજો દાખલો : મારો દિલોજાન દોસ્ત કિ–શર્મા. એ અલગેલો વળી સમાજ ને લગન ને કાયદા ને હિંદુઓની સંસ્કૃતિ જેવા પ્રમાણમાં નકામા વિષયોમાં રાતદહાડો એટલો ગૂંચવાઇ રહે છે કે જે દાળના પોતે દિવસમાં બબ્બે વખત હોંસપૂર્વક, લિજ્જતથી, સબડકા મારે છે તેનાં જ રોપ ને ફૂલ ને પાંદડાં સંબંધી કશું યે એ જાણતો નથી. કેટલી દિલગીરીની વાત ! અને ત્રીજો વ–. એ ધૂની જુવાનનો વિશેષ પરિચય વળી તમને કોઇ બીજી

વાર કરાવીશ; હમણાં તો એક છાપખાનાને ખૂણે વહી જતું એનું કીમતી જીવન મને યાદ આવ્યું અને તુવેરછોડના અજ્ઞાનમાં જ એ પૂરું થશે તો એની સદ્ગતિ કેમ કરીને થશે તેની વિમાસણમાં હું પડ્યો.

એ બધા જ—અને એવા તો બીજા કેટલા ય !—મારી નવી શોધના ઝળહળતા પ્રકાશમાં માનવી મટીને ઝાંખાઝાંખા અસ્પષ્ટ પડછાયા—લગભગ ભૂતો જ—બની ગયા. નવા પ્રકાશનાં મારા મસ્તકમાંથી ફૂટતાં ને પથરાતાં કિરણોએ સારી સૃષ્ટિને જાણે આવરી લીધી—હું તુવેરની મધુર સોડમાંથી વીંટળાયલો અંતરિક્ષમાં ચઢ્યો—તુવેરના સકળ અજ્ઞાતાઓ જાણે પૃથ્વી પર ફેલાતા મારા તેજના જ્વલંત પ્રતાપે પછી ભસ્મસાત્ બની ગયા. ...

"... ... એ ... ..."

મારી વિશુદ્ધ રસસમાધિનું ઘેન એ બૂમ સંભળાતાં ઊતરવા લાગ્યું. હવે હું અંતરિક્ષને બદલે પૃથ્વી પર હતો અને ખેતરમાંથી પક્ષીઓ ઉરાડવા એક છાપરોને માથે બેઠેલા છોકરાની નજર અને ગુસ્સાનો ભોગ બન્યો હતો. તેણે બૂમ કોણ જાણે શાથી પાડી હશે. એની તુવેરને એના દેખતાં તો હું નહોતો અડક્યો, પણ મારા ધૂની હાવભાવ તેને જોખમભર્યા કે કોઈક રીતે અપશુકનિયાળ લાગ્યા હોય એ સંભવિત છે.

એ ગમે તેમ હોય પણ મેં તો જાણે કંઈ જ સાંભળ્યું નથી એમ કરીને પાછા ફરવા માંડ્યું અને છોકરાએ મારી પર માંડેલી મીટનો એટલી જ નફ્ફટ મીટથી જવાબ વાળ્યો. મારો પ્રભાવ તેની પર પડ્યો હોવો જ જોઇએ કેમ કે તે વધારે કશું બોલ્યો નહિ ને જરા વારે મોં ફેરવી લીધું.

થોડી વારમાં તો મેં ખેતરને પાછળ મૂકી દીધું. એ દૂર ગયું તેમતેમ મારી નાનમની વૃત્તિ પાછી જાગૃત થઇ. હજી તો મેં શું જાણ્યું હતું ? કંઈ જ નહિ. જરા વિચાર કરીએ. સામેથી આ ગાડી દોડી આવે છે એનો ઘોડો કઇ ઉછેરનો છે ? આ કાબર કરતાં જરા જાડું, એના જેવા આકારનું પણ ભૂખરા રંગનું, વધારે પખતી પાંખવાળું પક્ષી કૂદે છે એનું નામ શું ? આ આથમતા સૂરજનાં કિરણોમાં તરે છે એ જીવડાં કઈ જાતનાં ? કેવડી જિંદગીવાળાં ? ... આમ સવાલો પર સવાલો ઘર લગીમાં મનમાં ઊઠ્યા કર્યા. ન્યૂટનનું વચન પણ સાંભર્યું "હું તો માત્ર જ્ઞાનસાગરને કિનારે કાંકરા જ વીણનારો છું." ખરી વાત ! પણ આપણે એનાથીએ નમ્ર બનવાની જરૂર નથી ? એ કિનારાના વેળુકણ પણ મેં ને તમે આજ લગીમાં કેટલા વીણ્યા અને સંઘર્યા છે ?

હિન્દ જેવા સુરસાળ દેશની પડતી કોઈ કાળે સંભવે નહિ, પણ તેને આપણે આણી છે તેનું મોટું કારણ જમીન–પૃથ્વીમાતા–સાથે આપણે અસહકાર કર્યો છે એ જ લાગે છે. આ પાપ મોટે ભાગે આપણું એટલે ઉજળિયાત વર્ગનું છે. અને તેને માટે માતાએ શિક્ષા પણ સરસ ફરમાવી છે. એ શિક્ષા તે–દેશોદ્ધાર કાજે ભાષણો કર્યાં કરવાં, લેખો લખવા ને છાપાં છાપવાં, પરદેશીઓને પાયે પડીપડીને કે પડકારીને સુધારા ભીખવા, ઇત્યાદિ. આ સોનાની બેડીઓનો ચળકાટ અને ઝણકાર આપણને એટલો વહાલો છે કે તેમાંથી છૂટવાનો વિચાર સરખો આપણને ન આવે. પણ મારે તો એ બેડીઓ તુર્ત તોડી નાંખવી, વહેલામાં વહેલી તકે ધરતીમાતનું શરણું ફરી શોધવું, અને ઉન્નતિનો જે માર્ગ મોટા મોટા નેતાઓને પણ હજી સૂઝ્યો જણાતો

નથી તેને અમલમાં પણ મૂકીને દેશ પર અપાર ઉપકાર ચઢાવવો, નેતાઓને શરમિંદા કરી મૂકવા અને મારે પોતાને અમરત્વના પંથે પળવાનો લાગ સાધવો, આવો નિશ્ચય મેં એક સુંદર સવારે કર્યો.

પણ આ ઉત્સાહના તાણમાં, જમીન સાથે પુનઃ સહકાર એટલે શું એ કહેવાનું તો રહી જ ગયું.

જ્યારે આજનાં નગરોની માયાવી સંસ્કૃતિ આર્યાવર્તમાં પ્રસરી નહોતી ત્યારે એક જુદી જ સંસ્કૃતિ અહીં ખીલતી હતી. તે વેળા ત્રણે વર્ણો દેવી વસુંધરાને હર કોઈ રૂપે, રાત અને દહાડો, સારૂં યે જીવન, સેવી શકતા. બ્રાહ્મણ હોય તે સ્નાનસંધ્યા, વેદાધ્યયન કે ઉપદેશ માટેનાં પર્યટનમાં ધરતી અને કુદરતનો અખંડ સહચારી રહેતો; ક્ષત્રિય યુદ્ધ કે મૃગયાદ્વારા એવા જ અનુભવ લેતો; અને વૈશ્યે તો ખેડૂત અથવા સાહસિક વણઝારા તરીકે પૃથ્વી અને પૃથ્વીના વિવિધ પ્રદેશો તે ઘડીભર પણ ભૂલવાના નહોતા. એ પ્રજા પોતાની ધરિત્રીને ઉવેખવાની હિંમત કે જડતા કેળવી શકી નહોતી એટલે ધરિત્રી પણ એને બળવાન સ્વતંત્ર અને સંતોષી રાખતી.

જમીન સાથેનો જે સહકાર એ કાળે સાધી શકતો તેનો હજારમો ભાગ પણ આપણે નસીબે હોય તો કેવું સારૂં! તો પછી, એ લોકોની જેમ જ, પૃથ્વીની દઢતા, વૈશાલ્ય અને રસમયતા, તેની પોષક પ્રફુલ્લતા અને અમોઘ શક્તિઃ એ સર્વ પણ આપણાં થાય. બાગ કે ખેતરમાં મહેનત કરવાની ટેવ પડે તો આપણે નીરોગી થઈએ. આપણે ગાય બળદ વસાવીએ તો ઘેર દુઝાણાં થાય અને બજારૂ દૂધ-ઘીના ઝેરથી બચીએ. આપણાં શાક, અનાજ ને ખડના વેચાણમાંથી પૈસાપ્રાપ્તિ પણ સારી થાય. અને સાચા ખેતી-કાર તરીકે શહેર બહાર કે અધજંગલમાં કાયમનો વાસો કરવાનો હોય, તો ખુલ્લી હવાના જેટલા ફાયદા વૈદકશાસ્ત્રમાં વર્ણવ્યા છે તેટલા ઉપરાંત, ચોરલુટારા સામે ઝૂઝવાની કદીક જરૂર પડે ત્યારે, નીડરતા, શૌર્ય, સમયસૂચકતા વગેરે ગુણોના પણ કેવડા મોટા ભંડાર આપણે બની જઈએ!

આ સર્વતોભદ્ર વિચારોથી પ્રેરાઇ, મારાં શરીર તીજોરી કુટુંબ મન અને આત્માની એક-સામટી ઉન્નતિ સાધવાની ઈચ્છાથી, મેં જમીન-ભલે હમણાં તો થોડી-ખરીદવાનો નિરધાર કર્યો.

એ ખરીદી માટેના પૈસા, કાયદાકાનૂન, ખતપત્તર-એવી બધી સ્થૂળ ચીજોની ચિંતા

હાલ ને હાલ કરવી ઠીક લાગતી નથી. વધારે સૂક્ષ્મ વાતો—જેવી કે, એ જમીન તરફ મારે કેવા ભાવથી વર્તવું, કઈ ભાવનાથી તેને સાચવવી—પહેલી વિચારી લેવી જોઇએ.

જમીનના માલિક થવાનું તો ઘણાને સૂઝે છે; કેટલાકને તો એ વાતનો છંદ જ લાગેલો જોઇએ છીએ. મારી ઓળખાણના એક ગૃહસ્થ તદ્દન બિનવારસ મરવાના છે છતાં આજકાલ એમની જમીનભૂખ એટલી બધી ઊઘડી છે કે તેઓ એક પછી બીજું, ને ત્યાર પછી ત્રીજું, એમ ધરો ને જમીનો ખરીદ્યે જ જાય છે. આ છંદ નહિ તો બીજું શું?... પણ હું તો સંયમપૂર્વક કામ કરીશ. જમીનનો માલિક કરતાં મિત્ર વધુ રહીશ; બનશે તો તો, અત્યાર પહેલાં જ મિત્રરૂપે રહેલી જમીનને મારી કરીશ. આ મારા કાતરિયાની લગોલગ જ, ઉત્તર તરફ બે ત્રણ પડતર જેવા ટુકડા છે એમાંથી એકાદ લઇ લીધો હોય તો પણ શું ખોટું? એ જૂનાં સ્મરણો તાજાં રાખશે અને નવાંને ખીલવશે. પાસે જ ઉત્તરથી દક્ષિણમાં સાબરમતી વહે છે. એનો અમોલો સહચાર પણ મારે નહિ તજવો પડે, જો હું આ જમીનમાંથી ખરીદી કરીશ તો. એ વિશાળ

અને ગંભીર અને પ્રેરણાદાયિની સરિતા–પણ સાબરમતીસ્તોત્ર રચવાનો આ અવસર નથી.

ત્યારે–મેં એ જમીન ખરીદી, અથવા, ધારો કે ખરીદી. તેની તરફ કેવી ભાવનાદૃષ્ટિ કેળવવી એ પણ નક્કી થયું. એ જ દૃષ્ટિએ તેના સૌથી મોટા ઉપયોગો શા શા? ... ... પણ ના, ઉપયોગ પહેલાં પણ શોખની નજરે જોઇ લેવું ઘટે. ઉપયોગવાદી તો કોણ થાય? સ્થૂળપ્રેમી હોય તે થાય.

નદીના બરાબર તીર પર જ ખેતર થશે; તેમાં મોટે મળસ્કે ઊઠીને લટાર મારવાની કેવી લહેર આવશે?

ત્યાં હર સવારે, ઉનાળો ને ચઢતા શિયાળામાં, પૂર્વાકાશના ખાસ કરીને કોમળ પ્રતિપળ પલટાતા રંગોની મોજ આગળ શું સામ્રાજ્યોના વૈભવ પણ તુચ્છ નહિ નીવડે? પછી, એ જમીનની વચ્ચોવચ્ચ બાંધેલ નાનકડા ઘાટીલા બંગલાના આગલા ભાગમાં આવીને બાગમાં થોડું ખોદવાનું.એ–તેનો આનંદ!... ... આ મારો ઉદ્‌ગાર તમને વધુપડતો લાગે છે? લાગે જ ને? તમે એ મજા કદી ભોગવી નથી. એમ તો મેં પણ ભોગવી નથી. પણ પોચીપોચી માટીમાં (મજૂરની જેમ આખો દહાડો નહિ

પણ ) સવારના થોડા કલાક કોદાળી હુલાવવાથી અને માટી ઉખડતી જાય તેમ તેમ તેને એ હાથે ખાડામાંથી ઉશેડી લેવાથી જે તાજગી તન તેમ જ મનમાં આવ્યા વિના રહેતી નથી, લોહી ઝડપબંધ ફરવા લાગે તેનો જે આહ્લાદક ઉલ્લાસ રગેરગમાં પ્રગટ્યા વિના રહેતો નથી, તેનાં એવાં તો સરસ સરસ વર્ણનો મેં વાંચ્યાં છે–કાગળ પરથી નયનો દ્વારા પી લીધાં છે,–કે એ વાત સાંભરતાં જ મારું હૈયું હરખથી ભરાય છે. અને તેમાંએ, હવે જ્યારે એ અનુભવ કલ્પનાના પ્રદેશમાંથી મારા નિત્યજીવનમાં અવતરવાનો છે, જ્યારે એ દૈવી ઘડી બહુ દૂર નથી, ત્યારે તો હું ઘેલછાની હદે પહોંચીને આનંદના ઉદ્ગાર કાઢું એમાં નવાઇ શી ?

પછી ફૂલના રોપને પાણી પાવાનું–બંગલાનાં પગથિયાં અને વરંડાની સામે જ તેના થોડાક નાના નાના ક્યારા એક લંબચોરસ વિભાગમાં રચાયા હશે. મોગરો ને ગુલાબ અને સામસામી કમાનો પર જુઇની ને ગુલબંકાવલીની વેલો: બસ, શરૂઆતમાં આટલું ઘણું. અતિઘણાં ફૂલ વસાવવાં એ તો આપણી સુગંધશક્તિને જડ માની લેવા

બરાબર છે. જેનામાં એ શક્તિ ન ખીલી હોય કે મૂર્છા પામી ગઇ હોય તે જ સામટાં ફૂલ વચ્ચે બેસીને તેના મઘમઘાટથી મગજને તર કરવાનાં ફાંફાં માર્યા કરે. સાચા રસિકને માટે તો ઉપર કહી તેટલી સામગ્રી પૂરતી છે.

જમીનના એક ભાગમાં શાકના પણ થોડા વેલા ઉછેરવા પડશે. ઘણાંખરાં શાકના વેલા જ હોય છે, ખરું ને? કે કોઇના રોપ પણ ખરા? સંભારીએઃ વહાલોળ, ચીભડું, કહોળું–એટલાંના તો વેલા જ હોય છે. વહાલોળ વિશે તો પ્રત્યક્ષ પ્રમાણ ટાંકી શકું તેમ છું. અમે આ ગામની પડોશે માણપુરમાં રહેતાં ત્યારે વાડીઓમાં ભટકી ભટકી શાક લાવવાનું મારે માથે હતું અને ત્યાં મારા દેખતાં જ પેલો દુઃખિયારો પણ ઉદ્યોગી પટેલ અને તેની પટલાણી વેલા પરથી એ શાક તોડી આવતાં એમ સાંભરે છે. ચીભડાંના વેલા હોય એવું સાંભળ્યું છે એટલું જ. અને કહોળું –તેની તો એક દષ્ટાંતકથા જ છે એ કેમ ભૂલી ગયા? એક બાવો નાળીએરી નીચે બેઠો હતો. પાસે જ વેલાઓ પર મોટાં બધાં કહોળાં પાકયાં હતાં. નાળીએરીની અસાધારણ ઊંચાઇ અને તેનું સાધારણ નાનું ફળ, અને બીજી બાજુ જમીને ઘસડાતા વેલાઓ પરનાં અસાધારણ મોટાઇવાળાં

કહોળાં–આ વિરોધ બાવાજીથી ન ખમાયો. એમની કલાદૃષ્ટિ કંપી ઊઠીઃ "અરે પ્રભુ! તું પણ કેવો! આવડા ઊંચા ઝાડને આટલુંક અમથું ફળ આપ્યું છે ને આ નીચા નીચા વેલાના ભાગ્યમાં આવડાં જબ્બર કહોળાં?" ત્યાં તો ધબ્બ દઈને ઉપરથી એક નાળીએર એમના માથાના જમણા ઢાળ સાથે અથડાયું. થોડું વાગ્યું પણ ખરું. પણ એની જગ્યાએ એકાદ કહોળું હોત તો પોતાના શા હાલ થાત એ વિચારે બાવો ઈશ્વરના અગાધ ડહાપણ પર આફરીન થયો; અને નાળીએરી પર કહોળાં ન ઉગાડવા ખાતર તેનો નમ્રભાવે પાડ માન્યો.

વારુ, ત્યારે, શાક પણ હાલ તો બસ છે. ને ફૂલનું પણ પતી ગયું. એ બેની સંભાળમાં જ સવારનો મોટો ભાગ તો જશે; પણ જમવાને હજી થોડી વાર હશે. ત્યાં લગી શું કરવું?

મારી જમીન પરના એ ભાગમાંની દક્ષિણે આંબાની નાની સરખી ઘટા છે. ત્યાં મજબૂત નવાનક્કોર દોરડાનો હિંચકો બાંધ્યો છે. શો મજાનો હિંચકો! એને સંભારતાં મને જેમ ઉમળકો આવે છે તેમ થોડી અફસોસની લાગણી પણ થાય છે. એમ નહિ કે એ કોઈ ગમખ્વાર

બનાવવું સાધન થવાની બીક લાગે છે. એની
પર કોઈ હોંસે હોંસે હિંચકવા માંડે, ઘણું
હીંચકે, ખૂબ હીંચકે, ને પછી એના આનંદના
કેફમાં સમતોલપણું ખોઈને જમીન પર 'ધમ્મ'
દઈને પટકાય તો? આવા ખયાલો મને સતાવતા
નથી. પણ એક જણનો કઢંગો શોખ યાદ
આવીને અફસોસ કરાવે છે. અમારાથી બે-ત્રણ
ઘર, દૂર એક શેઠિયા રહે છે. તેના કમ્પાઉન્ડમાં
ઝાડે હિંચકો બાંધવાને બદલે ખાસ્સી બેશ
લાકડાની ઘોડી અને મોભ કરાવીને તેમાં એક
મામૂલી ઝૂલો લટકાવ્યો છે. કેટલું બેહૂદું
જોવું ' ...મ જ જમી આ... અરુચિકર 2

અને ન જ કરાવે. થોડીઘણી યે જીવન જોગવી જાણવાની શક્તિવાળો લખનાર હોય તો સમજે કે બાગમાંના હિંચકા પર આપણે ધીરે ધીરે ધીરે, આપણા અણમૂલ ગૌરવની કાંકરી યે ખરે નહિ એવી રીતે, હિંચકવાનું હોતું નથી. ત્યાં તો ગૌરવ ને ભાર ને વક્કર બધાંને વગરશોકે વગરસંકોચે તિલાંજલિ આપવાની હોય છે. બાગમાં હિંચકવું એટલે અનન્તતા સાથે તાળી ઝીલવી. એ ખેલમાં ખોટાં ગૌરવ આડે આવે તે કેમ ચાલે ? હિંચકો પૂરબહારમાં હીલોળા લે ત્યારે એક છેડે જાણે તમે અંતરિક્ષમાં વિહરો અને બીજે છેડે બસ એકલી પૃથ્વી ને પૃથ્વી જ દેખો, અને એ બંને પળે તમારો જીવ ક્ષણવાર સ્થળકાળની હસ્તીને નીસ્તીમાં પલટી નાંખતો, જાણે કેવળ અનિર્વાચ્ય પરમાનંદનું-પણ જે વાચ્ય નથી તેનું વર્ણન શાને ? વાત એ છે કે બાગમાંના હિંચકાની પૂરેપૂરી ને ખરી લહેજત તેની કુદરતી સામગ્રી અને કુદરતી વાતાવરણ સિવાય નથી આવતી, તેથી જેને જેને પોતાની અક્કલમંદી આબરૂ અને રસવૃત્તિ માટે દરકાર હોય તેણે ઝાડ અને દોરડાં સિવાયની ચીજોનો ઉપયોગ ન કરવો પણ મારી જેમ સવારની મહેનતનો થાક ઉતારવા, ભૂખને તીવ્ર કરવા,

જમ્યા પહેલાં કેટલીક મિનિટ એકાંત ઘટામાંના અનુપમ સ્વર્ગીય હિંચકા પર વીતાવવી.

જમીન સાથે સહકાર કરવા સંબંધી આટલો બોધપાઠ (તેમ જ કાલ્પનિક પદાર્થ-પાઠ) હાલને કાજ બસ નથી ? કલ્પના આ ભવમાં કદી વાસ્તવ બનશે તો એના અનુભવોને જોરે તમને એ વિષયનું એક આખું શાસ્ત્ર રચી આપતાં હું જેવા સિદ્ધહસ્ત શાસ્ત્રીય લેખકને ક્યાં વાર લાગે તેમ છે ?

એક વાર હું પાછો આવવાનો વખત કહ્યા વિના ઘેરથી છાપખાને ગયો; ગયો, એટલે બિન્દુમતીએ કલ્પી લીધું કે એ તો આવશે, કોઈ વાર મોડું કરે છે તેમ આજે પણ, રાતે આઠ વાગે. બસ, આ કલ્પના આવી ને સલૂણી મોડી બપોરે ઉપડ્યાં કોઇકને ત્યાં ગપ્પાં હાંકવા. પોણા છએ હું ઘેર આવીને જોઉં તો 'ઍરોબ' છાપના કાળા મજબૂત તાળાના આવકાર! હત્ ... પણ ગાળો ક્યાં લગી દીધા કરવી? મેં મન વાળ્યું કે મારા જેવા ચોપડીના કીડાને વળી વખત ગાળવાના ઉપાય શા ખોળવા? આવશે થોડીવારમાં. એમ દિલાસો લઈ ઓશરીને છેડે ખુલ્લી અગાસી છે ત્યાં જઈને તેની પથ્થરની ખુરશીએ બેઠો. જમણે હાથે નદીનાં જળ ધીમે પ્રવાહે વહ્યાં જતાં હતાં. ભાદરવો ચાલતો હતો પણ આકાશ વૈશાખની સાંજે હોય તેવું

નિરભ્ર હતું. તેમાં રસિક જોનારને ગહનતાના ભેદ ઉકેલવા લલચાવે તેવું વિસ્તરતું હતું એ આકાશ ને આ નદી, આગલા મહિનાની અતિવૃષ્ટિ અને રેલની વેળાએ કેવાં, આથી કેટલાં જુદાં હશે, તેની નગણીસગળી કલ્પનાઓ કરતો હું થોડી વાર સૂનમૂન બેઠો.

સાહિત્યરસિકે કુદરતથી કંટાળવું જોઈએ નહિ, પણ કાં તો આ કુદરતને આગળ બહુ વાર જોઈ'તી તેથી, કે પછી તેના અખૂટ સૌંદર્યને ઝીરવવાની મારી ઓછી શક્તિને લીધે, મને આસપાસનો દેખાવ જરા વાર પછી લૂખો લાગવા માંડ્યો મારી ખાદીની થેલીમાં હાથ નાખીને જે પહેલું હાથમાં આવ્યું તેને બહાર ખેંચ્યું, નામ વાંચ્યું: "પ્રેઝંટ-ડે જપાન: ઇંગ્લિશ સપ્લીમેંટ ઑફ ધી ઓસાકા અસાહી એન્ડ ધ ટોકયો અસાહી." જપાનનું નામ વાંચી મને સાંભર્યું કે ગુજરાતમાં એક વેળા જપાન-પૂજાનો સંપ્રદાય જોસથી પ્રવર્તતો હતો: "જાપાન દેશ પચાસ જ વર્ષમાં કેવો ઝળકી ઊઠ્યો? આપણે પણ ઝળકો!" આ મતલબના હલકારા પંદર વીસ વર્ષ પર બહુ હોંસભેર દેવાતા. એ વીસીમાં આપણે કેવા ઝળક્યા અથવા ઓલાયા એ નક્કી કરવાનું તો ઇતિહાસના

શોધકો માટે રહેવા દઈએ. પણ મને લાગ્યું કે આ જપાની વિશેષાંકમાંની વિગતો પરથી એક લેખમાળા લખીને પેલા મહુંમ સંપ્રદાયને પાછો જીવતો કર્યો હોય તો શું ખોટું ? લ્યુથર-લ્યુથર તો શું, બીજા ઘણા ય છોટા પેગંબરો આજ લગીમાં થયા છે, તેવા એક બનવાની આનાથી સરસ તક બીજી કઈ મળવાની ?

મેં પાનાં ફેરવવા માંડ્યાં. જપાની જીવનને ઝીલતાં ચિત્રો નીરખ્યાં. વચ્ચે વચ્ચે જપાની-યુરોપીની વર્ણસંકરતા વિલસતી તે પણ કચવાતે મને જોઈ. ત્યાં

**સુ ખ વ તી**

એ ઓગણોતેરમા પાના પરના શબ્દે મને રોક્યો. શબ્દ નવો તો હતો જ, ને વળી જરા રુચિકર લાગ્યો. મેં એનો લેખ વાંચવા માંડ્યો. લેખમાં બહુ રસ તો ન પડ્યો. જપાની બૌદ્ધોની એક શાખા વિશે એ લખાયલો. એ શાખાનું નામ શિન-શુ. મહાયાન પંથનો એ ફાંટો. એના અનુયાયીઓ કર્મ કરતાં ભક્તિમાં વધુ માને. આ લોકમાં ખાસ સુકર્મો કરવાની અગત્ય નથી, પણ બુદ્ધ અમિતાયુષ પર અત્યંત ભક્તિ રાખીને તેના ગુણ ગાઈએ,

તો મરણ બાદ સુખવતી નામના સ્થળમાં પ્રવેશ કરવાનો મળે, એ શિન્‌-શુઓની માન્યતા. વધુમાં, એ સંપ્રદાયના બૌદ્ધ સાધુ-ઓને પરણુવા-પસ્તાવાની છૂટ હોય છે; અને, સ્વાદિષ્ટ ‘ જલરોટી ’ ઊર્ફે માછલી તેમ જ બધી જાતનાં માંસ પણ એ લોકોને ખપે છે.

આ છેલ્લી વાત વાંચીને, છોટા પેગંબર પણ બનવાનો મારો મોહ એકદમ હવાઇ ગયો. પેગંબર બનવું, સંપ્રદાય ઘડવો, ગોઠવવો ને ફેલાવવો, અને અંતે તો આ જ ને ?–કે, તમે જે ફરમાવ્યું હોય તેનાથી ઊંધું જ વર્તન તમારા નામને પૂજનારા ચલાવે ? ... નથી મારે પેગંબર થવું.

પણ, એમર્સને એક આખો નિબંધ લખીને સમજાવ્યું છે તેમ ‘ કોમ્પેન્સેશન ’ કહેતાં :ખંગ વળવા કે સારું વળી જવાનો મહાનિયમ જગત-માં સર્વત્ર પ્રવર્તે છે. દુષ્ટતાના જાણે એક ભાગ તરીકે જ કોઇ વાર સાધુતા આપણે જોઇએ છીએ. એ સ્થિતિમાં વિધાતાની અકળ ગતિ ને ડહાપણ આપણે વાંચવાનાં છે. મને પણ ઉપલા દુઃખકર ખબર જે લેખમાંથી મળ્યા તેમાંથી જ સુખવતી જેવો નવો ને મીઠો શબ્દ શીખાયો

ને? તો પછી એ શબ્દ અને તેની ભાવનાને મનમાં ને મનમાં જરા રમાડતો સાંજ પૂરી કેમ ના કરું? શિન્‌-શુઓ ગમે તેવા દુરાચારી ને દુરાહારી હોય. તેમાં મારૂં શું ગયું? એ લોકોએ સુખવતીની કલ્પના ભલે કરી. મારી તો ખાતરી છે કે મરણ પછીનો માર્ગ કાપતા એ લોકો સુખવતીમાં પહોંચવા ઉપરતળે થઇ રહ્યા હશે, ત્યારે એમણે ખાધેલી માછલીઓ, મરઘાં, બતકાં વગેરે વાટમાં આડાં ઉતરીને એમને જ ફોલી ખાતાં હશે. એવાનાં નસીબમાં વળી સુખવતી નામનું આનંદઉલ્લાસનું સ્વર્ગ કેવું? એ ભાવના તો મારી જ આ નવરાશની પળોને કોમળ અને તરલરંગી તરંગોથી ભરવાને સરજાયલી. કેવી રીતે?

હું સુખવતીમાં પ્રવેશ કરીશ પછી અત્યારનાં અગણિત દુઃખોમાંનું એકકે ત્યાં ભોગવવાનું નહિ રહે. ઊલટું, અહીંનાં ઘણાં દુઃખો નવો અવતાર ધરીને સુખ બની જશે.

ત્યાં, સૌથી પહેલાં તો, કમાવાની પીડા નહિ હોય. રોજ સવાર પડે ને, આજ તો વળી અગિયાર વાગે નોકરીએ જવું પડશે, શેઠ કોણ જાણે કેવા મિજાજમાં હશે, નજીવી વાતમાં ચીંથરાં ફાડશે, પોતે છેક સાંજના સાડાસાત

વાગ્યા સુધી બેસીને મને પણ પણ આસાનકેદ રાખશે—એમાંની એક્કે ફિકર ત્યાં કરવાની નહિ જ હોય. ત્યાં હરેક જણ મનનો માલિક અને સ્વેચ્છા-વિહારી. વળી સૌથી મોટી ખૂબી તો એ કે આટલા નફ્ફરાપણા ને નકામાપણા છતાં, ખાવા-પીવાનું તો જોઇએ તેટલું આપમેળે મળ્યા કરશે. દિવસમાં જ્યારે પણ માગો ત્યારે, જેટલી વાર કહો તેટલી વાર, અમૃતનાં પાન હાજરાહજુર. "મેનકા! હવે અમૃત લાવો છો ને? કેટલી વાર?" આમ પ્રભાતને પહેલે જ પહોરે તમે રોફમિશ્રિત વિનંતિ કરી શકશો. પછી મધ્યાહ્ન થતાં વાર, ઉર્વશી લટકાળી ચાલે આવીને તમને બીજી વખત સુવર્ણ કટોરામાં એજ અલૌકિક મિષ્ટાન્ન આરોગાવી જશે. એ પાછી જતી હશે ત્યારે તમે "અત્યારે તો ઠીક છે, ઉર્વશી! પણ સાંજે ઘ્રતાચી કે રંભા જે અમૃત લાવે તેને કહેજો કે આ સાદો કટોરો મને પસંદ નથી, રત્નજડિત લાવે" એમ ફરમાવી શકશો અને "જેવી મહારાજની આજ્ઞા" એમ ગળે બાંધેલી રૂપાની ઘંટડીમાંથી—અરે, એવા રૂપાની ઘંટડી જેવા સ્વરથી—જવાબ દેતી ઉર્વશી નમન કરીને તમારી રજા લેશે.

આ લોકમાં ભૂખના દુ:ખથી બીજો

નંબર દુર્જનદુઃખનો આવે છે. આમ હું કહું છું તે માત્ર બહુમતીને માન આપવા. બાકી મને પૂછો તો તો દુર્જનદુઃખને જ પહેલું મૂકું કેમ કે ભૂખમરા કરતાં દુર્જનોએ મને દુનિયામાં વધુ પીડ્યો છે. તમે કહેશો "આપ ભલા તો જગ ભલા; તું જ દુર્યોધન જેવો બધે દુષ્ટતા દેખે એમાં કોઇ શું કરે ?" પણ એમાં મને અન્યાય થાય છે. મેં અનુભવ્યું છે કે હું ભલો છું તેથી જ જગ ભૂંડું થઇને મારી સાથે ગમે તેમ વર્તે છે; અને દુર્યોધન સાથે મારે નિસ્બત નથી–જો કે મને એટલું તો હંમેશ લાગ્યું છે કે દુર્યોધનની હસ્તી એ જ તેની મોટામાં મોટી ભલાઇ છે. એ ન હોત તો કૌરવોનો નેતા કોઈ બનત નહિ; નેતા બનત નહિ એટલે પાંડવોને કોઇ પજવત નહિ; પજવત નહિ એટલે મહાભારત ન લડાત; અને એ ન લડાત એટલે વેદવ્યાસથી માંડીને અમારા રામશંકર વ્યાસ સુધીની અખંડ તેજસ્વી વ્યાસપરંપરાનાં ધંધાપાણી મંદાં પડત અને એ લોક બિચારા રખડી જાત.

પણ દુનિયાના બધા દુર્યોધનો એ અમર કૌરવ જેવા નથી હોતા અને એના જે જે નમૂના મારે જીવનપંથે આડા ઉતર્યા છે, એમને લાગે તો

એ વખતે રૌરવ ને કુંભીપાક જ આવ્યાં હશે તેમાં કશો સંદેહ નથી. સાચી સુખવતીનાં સ્વપ્નાં પણ તેવાઓને આવી શકે તેમ નથી. પેલો મારા મનનો માજી માલિક, જે હજી પણ મને વખતે વખતે કડવું સંભળાવીને બાળ્યા કરે છે; પેલો એક બીજો ભાગ્યવિધાતા, જેણે ઉપરા-છાપરી મૂરખાઇઓ કરીને મારો આખો ભવ બગાડી મૂક્યો; બે દેણદારો, જે મારી ભાવના-શક્તિ અને માનસિક વૈભવને વાપરીને કૈં કૈં સટ્ટા ખેલી પૈસા ને કીર્તિ કમાઇ ગયા;–ગામનો મારો હવે એકનો એક પણ નઠોર લેણદાર, જેણે મારી ચોપડી છાપતાં ધૂમ ખરચ કર્યું (મને પૂછ્યા ગાછ્યા વિના), જે હવે કહે છે કે પૂરા પૈસા નહિ આપો તો દાવો માંડીશ: આ બધા એકેકથી સવાયા જુલમગારોથી તો મુક્ત જ રહીશને હું, સુખવતીમાં મહાલતી વેળા? એ ટોળકી ત્યાં આવે તો પછી યમરાજ અને એમના દૂતો મફતનો જ પગાર ખાધા કરે. પણ પ્રભુ એમ થવા દે તેવો નથી; એટલી વાણિયાબુદ્ધિ તો તેનામાં પણ છે.

આપણી ત્રીજી આફત તે નાતજાતનાં મૂંઝવનારાં બંધન. સુખવતીમાં નાતો નહિ હોય. અહીં તો મરીનાના બ્રાહ્મણીઆ રેસ્ટોરાંમાં

જવું હોય તો પણ મારા જેવાને વિચાર થઇ પડે છે, ને બ્રેડ-બટરવાળા મોન્જીનીની તો પછી વાત જ શી કરવી ? પણ ત્યાં એવી મુશ્કેલીઓ નહિ આવે. ત્યાં એકેક નાગરની પડખે એકેક ઢેડ બેસશે, તે કોઇ ક્ષણિક ચમત્કારને પ્રતાપે નહિ; એવી એકાકારી ગોઠવણ તો ત્યાં હમેશનો બનાવ બનશે, કેમ કે સ્વર્ગમાં વર્ણાશ્રમ પાળવાનું કોઇ વેદે કે સ્મૃતિએ લખ્યું નથી. અને ખાવાની જ બાબતમાં સંપૂર્ણ સુખ મળશે એમ નહિ. નાતથી દબાઇને મરણપરણના બેફામ ખર્ચો પણ ત્યાં કરવા નહિ પડે એ ઓછું છે ? મરણ તો જાણે મરી જ ગયું હશે, એટલે એની વધુ પંચાત રહેશે નહિ; ને પરણવાનું પણ ત્યાં આ લોકની રીતે ક્યાં રહેવાનું છે ? રોજ ફરતી-ફરતી અપ્સરાઓ જોડે ઘરો માંડવા કે છાંડવાની આપણને છૂટ હશે. એ વર્તનમાં કોઇને અનાચાર નહિ દેખાય તેમ અપ્સરાઓનાં દિલ પણ નહિ દુભાય. ત્યાંનો શિરસ્તો જ એવો, એમાં કોઇ શું કરે ?

આ તો સુખવતીના સુખભંડારમાંથી થોડી વાનગી જ થઇ. એવું એવું તો ત્યાં કંઇ વર્ણ્યું વર્ણાય નહિ એટલું બધું હશે. એ અગણિત નવાં સુખોમાં અહીંનાં પારાવાર જૂનાં

દુઃખોનું તો સ્મરણ પણ મને–તમને નહિ રહે. એ નૌત્તમ નંદનવનના પ્રાસાદોમાં અનેક યુગોને એટલી ઘડી સમાન પ્રમાણતા આપણે વિહરતા હોઇએ ત્યાં આ ફાની ને ફરેબી દુનિયાની—

પણ ... જરા સબુર. નવાં સુખો તો ત્યાં ઘણાં મળશે; આજે અકલ્પ્ય ને અતર્ક્ય એવાં એવાં. પણ જૂનાં સુખોનું શું? આ દુનિયામાં ગમ્મે તેવાં પણ જે થોડાં સુખો મળ્યાં છે તેનું શું? દુનિયા આખી, તેનો ખૂણેખૂણો, તેનો એકે એક આદમી, નાપાક છે એમ તો કયા ન્યાયપ્રિયથી કહેવાશે? અહીં ફાનીપણું છે ને ફરેબ છે એ કબૂલ, પણ એ એટલું જ અહીં છે? સ્વર્ગમાં પણ મળવાં અશક્ય એવાં કેટલાંક તો સુખ અહીં જ નથી? દેવોને પૃથ્વી પર અવતરવાનો લોભ રહેતો તે અમસ્થો જ? ...

આ પૃથ્વી છે તો પુણ્યપાપના વિગ્રહ છે; તેમાં પુણ્યનો પક્ષ કરીને, સંકટ સહ્યા છતાં પણ આપણે અમોઘ આનંદ ભોગવી શકીએ છીએ. આ પૃથ્વી છે, તો સામાજિક સંબંધો ને તેના મીઠા લહાવા છે: તેમાંના કોઇ કડવા હોય તો તેને મીટાવવાનો પુરુષાર્થ કરીને પણ

આપણે આત્મસંતોષ પામી શકીએ છીએ. આ પૃથ્વી છે, તો રાજકારણ ને ભાષણબાજીઓ છે; તેમાં કૈં કૈં પરાક્રમો કરીને આપણે ધનયશના લાભ મેળવવા સમર્થ છીએ. આ પૃથ્વી છે, તો ગ્રંથો રચીને આપણે પ્રજાને ઉલ્લાસ કે સદ્‌બોધ અર્પી શકીએ છીએ. આ પૃથ્વી છે, તો અમર ભાવનાઓને સેવતા આપણે જડતા અને અંધકાર સામે ઝૂઝી શકીએ છીએ; એ ઝૂઝવામાં પણ અલૌકિક આનંદ છે, જેની બરાબરી ત્રિલોકમાં બીજું કશું ન કરી શકે. અને આ પૃથ્વી છે, તો વહાલાંનો વિયોગ છે; તેમાં પણ –હા, દુઃખના એ પાતાળમાં પણ–ન જાને કયો પણ કોઇ અજબ કર્તવ્યપ્રેરક સંતર્પ છે.

આમાંનું કશું પણ સુખવતીમાં ક્યાંથી હોય? ત્યાં તો બધું યે એકધારું. જ્યાં જુઓ ત્યાં એકલાં તેજ, તેજ ને તેજ; એ તેજના મહિમાને શતગુણો કરનાર છાયા મળે જ નહિ. ત્યાંના અનર્ગલ નિરંતરના હર્ષને વધારે મીઠો બનાવનાર શોક, હળવો શોક પણ મળે જ નહિ. એવી સુખવતી કેટલી જલદીથી ફીકી લાગવા માંડે ? ... ... ...

"એ–ઈ ! આ તાળું નથ ઊઘડતું" અવાજ આવ્યો, ઓસરીને પેલે છેડેથી. બિન્દુમતી

આવી પહોંચ્યાં હતાં. હું ઊઠ્યો ને એમની પાસે ગયો. “ બિન્દુ, તને સુખવતી ગમે કે દુનિયા ગમે ? ”–“ હ શું વળી અત્યારે ? ઉઘાડોને બાર. મારા તો પગ એવા દુઃખે છે ! હા...શ રામ.” અને એ બિરાજ્યાં ઓશરીમાં લટકતા મશરૂની ગાદીવાળા પડોશીના હિંચકા પર.

હું અમારી સુખવતીનાં દ્વાર ઉઘાડવામાં પરોવાયો.

થોડા દિવસ પર કામપ્રસંગે કાન્તની પત્રધારાનાં પાનાં હું ફેરવતો હતો ત્યાં એક પ્રકાશભર કથને મારું ધ્યાન રોક્યું. એ આખું યાદ નથી, પણ તેની મતલબ એ હતી કે, અમેરિકામાં એક નવીન પંથ નીકળ્યો છે. એના પંથીઓનો મુખ્ય સિદ્ધાંત એ કે, કૈં પણ કરતાં પહેલાં, ખાસ કરી મૂંઝવણ ને મુશ્કેલીના વખતમાં, "મારી જગ્યાએ ક્રાઇસ્ટ હોય તો શું કરે ?" એ પ્રશ્ન તેઓ પૂછે અને મન તેનો ઉત્તર આપે તે પ્રમાણે વર્તે. એ અમેરિકન ધાર્મિકો પ્રમાણે અનુવર્તન કરવાની સલાહ કાન્તે પોતાના મિત્રને આપી કે નહિ એ મને યાદ નથી, પણ એમણે આપેલ મજકુર માહિતીએ મારા જીવન-પંથને ઝડપભેર ઉજાળવાની શરૂઆત કરી દીધી. ભીખારીને પારસમણિ જડવાથી જે આનંદ થાય તેથી પણ અધિકો આનંદ મને હવે થવા

લાગ્યો. મારાં પાર વિનાનાં માનસિક અને આધ્યાત્મિક દુઃખોને મિટાવવા માટે મને આ નવું સત્ય એક ઉથલપાથલ યાને ' ખુલ જા સીસમ ' જેવું લાગ્યું. આખરે-હા ! આખરે, સાચાં સુખો ને શાંતિનો ખજાનો મારે હાથ લાગવાનો ખરો. જય હાટકેશ !

પણ એ સલાહને અમલમાં મૂકયા અગાઉ મારે થોડાંક મનન અને નિદિધ્યાસન કરવાની જરૂર પડી. મારે ક્રાઇસ્ટને બદલે કોને થાપવો ? કે ક્રાઇસ્ટથી જ ચલાવું ? એ શો ખોટો છે ? ખુદ મણિશંકરના જ જીવન પર, સ્વીડનબોર્ગની ખુશનસીબ દરમ્યાનગીરીથી, તેણે કેટલી અસર કરેલી ? અને ગાંધીજીને પણ તેણે કેટલા ઉન્નત કર્યા છે ? ક્રાઇસ્ટને સ્વીકારવામાં કૈં બહુ ખોટું નથી. એ સ્વીકારને લીધે કદાચ આ બે મહાન આત્માઓ જેવી અક્ષય કીર્તિ પણ મને-શૂ... ...શૂ...શૂ ? આ શું કહેવાય ? ધર્મશોધમાં એવી કિંમને કીર્તિ લાલસા હોય ? મારે વિચાર બદલવો પડ્યો. ક્રાઇસ્ટ પોતે બહુ નિર્દોષ છે એ કબૂલ; પણ એને સ્વીકારવાથી હું ઉપર પ્રમાણે-ભલે પછી મારાં જ પાપે, મારી જ કીર્તિલાલસાને કારણે-દોષિત બનું, તો એ

મારે–કામનો ? વળી, મારે મારી હંમેશની આદત મુજબ કૈંક જવું પણ કરી બતાવવું હતું; એટલે, થોડી ક્ષણો ક્રિશ્ચયનપણું માણીને મેં એને જતું કર્યું.

પરદેશી પેગંબર પછી મેં દેશીઓને એ ઊંચા હોદ્દાની જગ્યા આપવાનો પ્રયાસ કરી જોયો: મહાવીર, બુદ્ધ, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય. એમાંથી કોઇ ચાલશે, મારી પ્રવૃત્તિઓના ચાલક અને શાસક તરીકે ?...અથવા, અમારા ઇષ્ટદેવ હાટકેશ્વર કેમ નહિ ? એમનો હક તો આવે વખતે સૌથી પહેલો જ હોય. પણ એકલા હકનો આ સવાલ નથી. એવી રીતના હકવાળા તો જોઇએ એટલા દેવમહાદેવ ને મહામનુષ્યો મળી આવે. જેને મારા શરીર મન અને આત્મા જોડે સૌથી નિકટનો સંબંધ હોય, તેને જ આવી બાબતમાં તો આદર્શરૂપે સ્વીકારવા ઘટે. એ રીતે તો–શું ! હા હા, એ જ ઠીક છે; એ જ. કોણ ? કશ્યપ ઋષિ, વળી. પણ એ શા માટે ? અચાનક એ ક્યાંથી ફૂટી નીકળ્યા, અત્યારે ?–અરે અચાનક શેના ? ઓછામાં ઓછી બસોથી સવાબસ્સો પેઢી થયાં તો એ અમારા ગોત્રના આદ્ય પુરુષ લેખે બધી જાતના હક કરતા અને હકુમત ભોગવતા બિરાજે છે. તો પછી આ ગૂંચવણમાંથી

પણ એ જ મને કેમ ન છોડાવે ? ને કશ્યપનાં સામર્થ્ય અને પરાક્રમને તમે જેવાં તેવાં ન સમજશો ; કોઇ પણ પેગંબર કે દેવદેવીથી એ ઊતરતાં નથી. સપ્તર્ષિઓમાં એને ' સકળશાસ્ત્રનિરૂપણ 'કારે પહેલા જ ગણ્યા છે; અઢાર જ્યોતિષાચાર્યોમાં પણ એ જ વિદ્વાન એમને સોળમે સ્થાને તો માનપૂર્વક બેસાડે છે; અને સૌથી વધુ તો, વિશ્વની ઘણીખરી મુખ્ય વસ્તુઓના તેઓ મહાશક્તિશાળી પિતા છે. તેત્રીશ કરોડ દેવતાઓ ; બહોંતેર કરોડ દાનવો ; નાગોનાં નવેનવ કુળ ; 'નવલખ તારાચંદ્ર '; દ્વાદશ ભાનુ; અરુણ અને ગરુડ; અઠયાશી હજાર ઋષિઓ; નવસેં ને નવ્વાણું નદીઓ; અઢાર જાતની વનસ્પતિ; ઓગણપચાસ વાયુઓ; છત્રીશ ક્ષત્રિયકુળો ; બાર મેઘ ; સાત સમુદ્રો ; અને છપ્પનકોટિ યાદવો—આ લગભગ સંપૂર્ણ યાદીમાં કશ્યપ ઋષિનાં અદ્દભુત બાળગોપાળ વર્ણવાયાં છે. પુરાણો કહે છે કે પોતાની તેર કહ્યાગરી સ્ત્રીઓના સહકારથી ઋષિજી, ' એકોહં બહુ સ્યામ્'નો મંત્ર ઉપલી ઉત્પત્તિઓરૂપે, સાર્થ કરી શકેલા. આવો પુરુષવર મારો—બલ્કે આપણામાંના હરકોઇનો સર્વ રીતે સાચો માર્ગદર્શક બની શકે. એના

નામના સ્મરણ માત્રથી જ ઉચિત કાર્યની પ્રેરણા વહાવનાર નીવડે જ નીવડે, એમાં સંદેહ શો ?

કલાકો લગી આથડ્યા બાદ મારા વિચાર-વહાણે આમ લંગર તો નાંખ્યું. કિનારે ઊતર્યાં પછીનાં કૌતુકો હવે નિહાળીએ.

નિશ્ચય થયો તે જ સાંજે બેંકમાં મારે કશ્યપ ઋષિનો ખપ પડ્યો. બન્યું એવું કે, અમારી બેંક નાની હોવાથી, પૈસા લેનાર તેમ જ દેનાર એક જ કેશીઅર રાખવામાં આવેલો. એ જગ્યા પાંચેક માસથી મને મળી હતી, હમણાં હમણાં કામ બહુ વધતું જાય છે એમ કહીને મેં ઉપરીઓ પાસે હજી આગલે અઠવાડીએ જ મદદનીશ માગેલો, પણ એમનો જીવ નવો માણસ રાખવા ચાલતો નહિ; મારા જેટલો વિશ્વાસુ એમને સહેજે નહિ મળતો હોય, કદાચ. ગમે તેમ. પરિણામ એ થયું કે તે દિવસે, જ્યારે આવનારાઓનો મારો સૌથી જબ્બર હતો ત્યારે, બપોરે એકથી ત્રણની વચ્ચેના સમયમાં, મેં કોઇને બસો ને ચાળીસ રૂપિયા વધારે આપી દીધા. એ વાત જણાઈ છેક સાંજે–હિસાબ મેળવતી વખતે. કમબખ્તી ! હું તો રોવા જેવો થઇ ગયો. હવે આ રૂપિયા મારાથી ક્યારે, કઇ રીતે, બેંકને ભરી દેવાશે ?

મારો પગાર પંચોતેર રૂપરડીનો ; સોથી ઓછો ખરચ નહિ ; ને તેમાં વળી હવે બચાવીબચાવીને આ અવનવીન લહેણદારને સંતોખવાનો ! ... ... એ બધી વિમાસણની અધવચ મને એકાએક સૂઝયું: મારી જગ્યાએ કશ્યપ હોય તો શું કરે ?–જવાબ મળ્યો : “ મંત્રબળથી માયાવી રૂપિયા ઉત્પન્ન કરીને કૅશબૉક્સમાં હળવેક શું મૂકી દે. ”

પછી હું એક છાપાનો પેટાતંત્રી બન્યો. મારા ઉપરી–તંત્રીવર્ય મંગળભાઇ–જબરા ધાંધલિયા ને હવેરાટ પાડવામાં કુશળ હતા. એમણે એક વાર નાનો સરખો છબરડો વાળી નાંખ્યો: તે એવી રીતે કે, ‘ ટાઇમ્સ ઑફ ઇંડીઆ ’ માંથી થોડાક રોઇટરના તાર પર નિશાની કરી મને એ તરજુમો કરવા આપ્યા–અને થોડી વાર પછી એમાંના થોડા તાર, સરતચૂકને લીધે, પોતે પણ ગુજરાતીમાં ઉતારીને પ્રેસમાં મોકલાવ્યા હતા. એમણે એ બફેલો બાફ્યો તેની મને ક્યાંથી ખબર પડે ? ને એ તો મને ચેતવે જ શાના ? આથી પરિણામ એ થયું કે અમારા સાંજિયા છાપાનો છેલ્લો ફરમો એમની પાસે ઑર્ડર માટે અઢી વાગે આવ્યો ત્યારે તેમાં એમણે કેટલાક તાર બેવડા છપાયલા જોયા–જોયા, ને તેઓ ધુંઆંફુંઆં થતા મારી પાસે આવ્યા. મેં

મંગળભાઈને શાંત પાડવા ઘણું કર્યું, કોની ભૂલ હતી તે સમજાવવા માંડ્યું, બીજા મદદનીશો વચ્ચે પડ્યા; પણ જેનું નામ મંગળભાઈ! એ તો પોતાનું જ હાણ્યા કરે, ને મારો દંડ કરવાની ધમકી આપે. આખરે એ પછાડા મારતા પોતાની રૂમમાં ગયા. જરા શાંતિ વળી એટલે એ અનિવાર્ય પ્રશ્ન મારા મનમાં ઊગ્યો: "કશ્યપ ઋષિ આ સંજોગમાં શું કરે?" —"મંગળભાઈને બાળીને ભસ્મ કરે."... ...

મારી ત્રીજી નોકરી એક માસિક ચોપાનિયાના સ્ટાફમાં હતી. ચોપાનિયાના માલિક મારા મિત્ર પણ હતા. અમે બંનેએ મળીને એક ભોળાભલા છાપખાનાવાળાને પકડ્યો. એની જોડે શરત કરી કે ચોપાનિયું નફો કરે તે દિવસ તેમાં તારો અડધોઅડધ ભાગ પણ ત્યાં લગી તારે પૈસા માગવા નહિ. પેલાની પણ અવળી ગ્રહદશા ચાલતી હશે તે એણે હા પાડી, પણ તેણે એટલી અક્કલ તો વાપરી કે જેમાં પૈસા મળવાના એવાં બીજા કામો આખો દહાડો કર્યા પછી જ છેક રાતે આઠ વાગે અમારું કામ હાથમાં લેતો. એ બધો વખત મારી હાજરી ત્યાં જોઈએ જ. પરિણામે રાતના બાર કે એક વાગે અમારો ફરમો કંપોઝ થઈને મશિન પર ચિઢા-

વાઈ શકતો. એક વાર તો એ રીતે પોણાત્રણ થએલા અને મારા ઘરનાંને દોડાદોડ થઇ પડેલી એ રાતે અત્યંત કંટાળીને મારાથી પુછાઇ ગયું: "મારી જગ્યાએ કશ્યપ હોય તો આજે શું કરે ?" અને થોડી જ પળોમાં ખુલાસો થએલો: "કશ્યપને ? હા, કશ્યપ તો એક કલાકમાં જ તપોબળથી આ આખો અંક છાપી કાઢે."

જિંદગીમાં મને વચનભંગીઓ પણ સારા પ્રમાણમાં મળ્યા છે. મારો જે છેલ્લો શેઠ હતો તેણે, પહેલાં પૂરો પગાર આપવાનું સ્વીકારી, પાછળથી કોઇ મામુલી, ફુઝુલ બહાનું કાઢીને તેમાં કાપકુપ કરેલી; પછી મેં સ્વતંત્ર ધંધો આદર્યો. તેમાં મોટી રકમ ધીરવાની એક જણે ખાહેશ બતાવી એટલે એની પર મોટા મદાર બાંધીને મેં ઘણો નવો ખરચ કર્યો, જબરી જવાબદારીઓ વહોરી, ને અણીને વખતે પેલો અસરાફ-સરાફ ફરી ગયો.

એ બંને તેમ જ એવા બીજા સર્વ પ્રસંગે મને કશ્યપબાપા સાંભરેલા. એમણે શું કર્યું હોત ? એવા નફટ શેઠ, અને તેમની ધીરધાર જોડે કશ્યપઋષિએ કેવી રીતે કામ પાડ્યું હોત ? કમંડળમાંથી ગંગોદકની અંજલિ ભરી, અંગારા

મંગળભાઈને શાંત પાડવા ઘણું કર્યું, કોની ભૂલ હતી તે સમજાવવા માંડયું, બીજા મદદનીશો વચ્ચે પડયા; પણ જેનું નામ મંગળભાઈ! એ તો પોતાનું જ હાણ્યા કરે, ને મારો દંડ કરવાની ધમકી આપે. આખરે એ પછાડા મારતા પોતાની રૂમમાં ગયા. જરા શાંતિ વળી એટલે એ અનિવાર્ય પ્રશ્ન મારા મનમાં ઊગ્યો: "કશ્યપ ઋષિ આ સંજોગમાં શું કરે?" —"મંગળભાઈને બાળીને ભસ્મ કરે." ... ...

મારી ત્રીજી નોકરી એક માસિક ચોપાનિયાના સ્ટાફમાં હતી. ચોપાનિયાના માલિક મારા મિત્ર પણ હતા. અમે બંનેએ મળીને એક ભોળાભલા છાપખાનાવાળાને પકડયો. એની જોડે શરત કરી કે ચોપાનિયું નફો કરે તે દિવસ તેમાં તારો અડધોઅડધ ભાગ પણ ત્યાં લગી તારે પૈસા માગવા નહિ. પેલાની પણ અવળી ગ્રહદશા ચાલતી હશે તે એણે હા પાડી, પણ તેણે એટલી અક્કલ તો વાપરી કે જેમાં પૈસા મળવાના એવાં બીજા કામો આખો દહાડો કર્યા પછી જ છેક રાતે આઠ વાગે અમારું કામ હાથમાં લેતો. એ બધો વખત મારી હાજરી ત્યાં જોઈએ જ. પરિણામે રાતના બાર કે એક વાગે અમારો ફરમો કંપોઝ થઈને મશિન પર બિછા-

વાર્ઈ શકતો. એક વાર તો એ રીતે પોણાત્રણ થએલા અને મારા ઘરનાંને દોડાદોડ થઇ પડેલી એ રાતે અત્યંત કંટાળીને મારાથી પુછાઇ ગયું: "મારી જગ્યાએ કશ્યપ હોય તો આજે શું કરે ?" અને થોડી જ પળોમાં ખુલાસો થએલો: "કશ્યપને ? હા, કશ્યપ તો એક કલાકમાં જ તપોબળથી આ આખો અંક છાપી કાઢે."

જિંદગીમાં મને વચનભંગીઓ પણ સારા પ્રમાણમાં મળ્યા છે. મારો જે છેલ્લો શેઠ હતો તેણે, પહેલાં પૂરો પગાર આપવાનું સ્વીકારી, પાછળથી કોઇ મામુલી, ફુઝુલ બહાનું કાઢીને તેમાં કાપકુપ કરેલી; પછી મેં સ્વતંત્ર ધંધો આદર્યો. તેમાં મોટી રકમ ધીરવાની એક જણે ખાહેશ બતાવી એટલે એની પર મોટા મદાર બાંધીને મેં ઘણો નવો ખરચ કર્યો, જબરી જવાબદારીઓ વહોરી, ને અણીને વખતે પેલો અસરાફ—સરાફ ફરી ગયો.

એ બંને તેમ જ એવા બીજા સર્વ પ્રસંગે મને કશ્યપબાપા સાંભરેલા. એમણે શું કર્યું હોત ? એવા નષ્ટ શેઠ, અને તેમની ધીરધાર જોડે કશ્યપઋષિએ કેવી રીતે કામ પાડ્યું હોત ? કમંડળમાંથી ગંગોદકની અંજલિ ભરી, અંગારા

વરસતી આંખે ને પહાડી ઘાંટાથી, તેઓ ગર્જ્યા હોત: "દુષ્ટ પાખંડીઓ ! જાઓ, જાઓ ચોરાશી લાખ વરસ લગી કીડાના અવતાર ભોગવજો"–અને એમણે પાણી છાંટતા વેંત જ એ કમજાત કંગાળો સળવળતાં–ટળવળતાં ક્ષુદ્ર જંતુઓ બની ગયા હોત.

જે મંત્રબળ, તપોબળ ને શાપ દેવાની શક્તિથી મહર્ષિ કશ્યપ સજ્જ હતા તે સર્વ કાશ્યપ ગોત્રના કળજુગી નબીરાઓના નસીબમાં પણ હોત તો દરેક દુઃખને વખતે "કશ્યપ ઋષિ કરે ?"–એ પ્રશ્નના અસરકારક ઉત્તરો કેટલા બધા ઉપયોગી અને ઉપકારી નીવડી શકત ?

સૌ જાણે છે કે બ્રહ્મ સત્ય છે ને જગત મિથ્યા છે. પણ એમ મિથ્યા જગતમાં વિચરતાં યે કોઇ કોઇ વાર એક નવા બ્રહ્મનાં દર્શન થાય છે. વધારે મોટી ખૂબી તો એ છે કે આ બ્રહ્મનું સ્વરૂપ નીરસ લાગે તેવું એકરંગી એકવિધ નથી. એ ઉજળું છે તેમ ઘેરું પણ છે. આનંદ ને શોક બેઉનો સમાસ તેમાં થઇ શકે છે. આથી યોગીઓ કરતાં સંસારીઓને એ વધુ ખપ લાગે તેમ છે. પરબ્રહ્મ કરતાં આ બ્રહ્મનો મહિમા ઓછો બળવાન નથી. આ નવા બ્રહ્મની શોધમાં કોઇક અણજન્મ્યો શંકરાચાર્ય જરૂર આવતા યુગો દરમિયાન પરોવાઇ રહેશે. પણ એવા બ્રહ્મના સ્વરૂપને થોડુંઘણું આલેખવાનું તો આજે પણ ધારીએ તો બની શકે તેવું છે. જોઇએ, કે આપણને એ આવડે છે.

તમારા જીવનનો કોઇ શક્તિમંત પ્રેરણહાર

હોય. કિશોર વયથી જ તમે એને પૂજતાં શીખ્યા હો. એની આંખનો ચમકાર જ તમને અંજાવતો હોય. એના મુખનું મરકવું તમને અણુસમજાતો પોરસ ચઢાવતું હોય. એનાં બેચાર જ મીઠાં વેણ આગળ સ્વર્ગોના વૈભવને પણ તમે તુચ્છ ગણ્યો હોય અને એનો અખંડ પ્રેમ એ જ તમારી જીવાદોરી હોય. કાર્લાઇલે જેટલાં વીરેન્દ્રનાં લક્ષણ ગણાવ્યાં છે, એમર્સને જેટલા સમયમૂર્તિ માનવીના ઊંચા ગુણો ગાયા છે, હિંદુ શાસ્ત્રોએ સત્પુરુષોનાં જે અલૌકિક ચિત્રો દોર્યાં છે—એ સર્વનું તત્ત્વ તમે આ એક જ પુરુષમાં જોઈ ચૂક્યા હો ... ... આવી માયાની ઇન્દ્રજાળના અનુભવોમાં તમે ચકચૂર હો, ત્યાં એક દહાડો અચાનક તમારો દેવ તમારી પર નજીવા કારણે અણછાજતો રોષ કરે, જંગલી વાણી વદે, તમારું નિર્દયપણે અપમાન કરે. એ પળે તમારા મનની માયાની સૃષ્ટિ સમેટાય છે, અને નવીન બ્રહ્મનાં દ્વારમાં દર્શન થાય છે.

એવું જ ઘણી વાર મિત્રો કે મદદગારોના સંબંધમાં બને છે. એ દહાડો પણ હોય, જ્યારે તમને લાગે કે પરમ મિત્ર —રાય વિના તમને

એક ઘડીભર પણ ચેન પડતું નથી. એ માયા-દર્શનને કુદરત થોડાં વર્ષ નભવા દે છે. પછી સૌ એક દહાડો બેઠા હો, સહેજ વાતમાંથી વતેસર થઇ મન ઊંચાં થાય; પછી, વધુ ઊંચાં; છેવટ, છેક ઊંચાં થઇને જાણે અંતરિક્ષમાં અલોપ થાય—અને નીચે રહે તે માત્ર તમારું નવા સત્યનું નવું દર્શન, જેને પ્રતાપે તમને ભાઇશ્રી –રાયનું મોં તો શું, નામ પણ કડવું ઝેર લાગવા માંડે છે. આ બ્રહ્મપ્રાપ્તિ તમને આનંદમય ભક્તિ કરતાં રૌદ્રરસનો અનુભવ વધારે અંશે કરાવે છે; અને નબળા મનના હો તો રોજ તમારું શેર લોહી બાળે છે.

આશ્રિતો, પેટનાં જ છોકરાં, ઘરનારી, ને તમે સ્ત્રી હો તો ઘરનર—આમાંથી કોઈ કોઇ પણ, તમારાં સંચિત નબળાં હોય તો, જૂની માયા છેદીને નવા બ્રહ્મનાં દર્શન કરાવનારાં વખત પર નીવડે છે. જ્યાં મીઠાશના ઓઘ વહેતા હોય, જ્યાં માનવી પણ મુશ્કેલ એવી જાનફેશાની હોય, ત્યાં એકેકનાં મૂળિયાં કેમ ખોદવાં તેની તરકીબો આ બ્રહ્મપ્રાપ્ત જીવનમાં ચાલવા માંડે છે. પરબ્રહ્મ-ની ઝાંખીવખતે " મોંઘો સખિ ! પરમ બ્રહ્મ-પરાગ ઊડે" છે; તેમ આ ઝાંખીવખતે મોંઘો દુઃખી જલદ બ્રહ્મપરાગ ઊડે છે; અને કવિઓએ

આલેખેલા તીવ્રમાં તીવ્ર કરુણ રસને પણ હળવો કહેવરાવે તેવી કરુણતાથી જીવનને છાઈ દે છે.

પણ સૌથી ક્રૂર બ્રહ્મદર્શન તો કાળનું. એમ કહી શકાય કે જીવતું માણસ તે માયા ને મરેલું તે બ્રહ્મ. સવારમાં સ્વચ્છંદે કહોળતું બાળક સાંજ લગીમાં ચારપાંચ ડીગ્રીના તાવમાં મરી જાય; પરમ દહાડે તમે જેને યૌવનથી મહેકતી દીઠી હોય તે યુવતી આજે પરોઢીએ ગુજરી ગઈ હોય; એકયાશી વર્ષના, જર્જરિત, પણ બીજી બધી રીતે સાજા વૃદ્ધ સાડાદસ વાગે ભર્યે ભાણે જમી ઊઠે, પછી પોણા અગિયારે તમે જમવા બેઠા હો, અને હજી તમે જમી રહ્યા ન હો ત્યાં તો વૃદ્ધની છાતીમાં દરદ ઉપડે, સાડા અગિયાર પહેલાં તો તમે એમની મરણપથારી પાથરી એમને છાણે દીધા હોય: આવીઆવી સંસારની ઘટનાઓ આપણી પાસે કહેવરાવે છે કે જીવન એ માયા અને મરણ એ બ્રહ્મ છે. બ્રહ્મ એ જેમ સનાતન સત્ય છે, તેમ, હમણાં જ હાલતુંચાલતું હતું એ માનવ શરીર હવે ચત્તુંપાટ પડ્યું છે, ને ફરી ઊઠવાનું નથી, એ પણ સનાતન સત્ય છે. "કાલાય તસ્મૈ નમઃ" નો કહેનાર કેટલો સમજુ હતો તેનો બરાબર ખ્યાલ આ વખતે આવે છે.

પરંતુ નવીન બ્રહ્મ હંમેશાં જ આમ રુદ્ર-

ભગવાનને રૂપે પધારતા નથી એ પણ સ્વીકારવું પડશે. કોઈ કોઇ વાર એ સરજનાર બ્રહ્મા અને પાળનાર વિષ્ણુ બનીને આપણને ઉલ્લાસમય કે ભયમુક્ત કરવાની લીલામાં પણ રાચે છે.

ત્રણેક વર્ષ પરની વાત. મારો એક લેણદાર હતો. મારી ભોળપમાં મેં એને અમીરી ખવાસનો આદમી માનેલો પણ મારી મૂર્ખાઈથી મેં એને ચીઢવેલ પણ ખરો. એના છાપખાનામાં મારું ચોપાનિયું છપાતું હતું. એનો નવો અંક બીજા છાપખાનામાં મેં એને ખબર આપ્યા વિના છપાવવાનું શરૂ કર્યું. આ પરથી પેલાનો મિજાજ ગયો. એણે ધાર્યું હોત તો ધીરજ ધરી શકત, કેમ કે જૂના અંકોના પૈસા આપવાની મારી દાનત તો છે, ને થોડીઘણી શક્તિ પણ છે એ તે જાણતો હતો. પણ મારે નસીબે એને ફટવનારો મારો એક દુશ્મન એને પડખે ચઢ્યો, એટલે પેલાએ મારી પર વકીલની નોટિસ ઠોકી. ઓ પ્રભુ! ... ... એ નોટીસે શી શી ભયની માયા-જાળ મારી આસપાસ પ્રસારેલી! છાપખાના-વાળો ધમકી જ આપતો હતો; એને દાવો નહોતો માંડવો: એને તો, નોટિસમાંની ધમકીથી હું કેવો હૃદયાઘ-ગભરાય જાઉં છું, એ મજા જોવાની લહાણુ લેવી'તી: આ બધી વાતની મને પાછળથી

ખબર પડી પણ તે વખતે તો થોડા દહાડામાં નોટિસ જ્યારે પાછી ખેંચાઇ ત્યારે મને અત્યંત આનંદના આપનાર એવા શાંતિરૂપ બ્રહ્મનાં દર્શન થયાં, નોટિસે ઊભી કરેલ માયા અને તેનો ત્રાસ સદાનાં નષ્ટ થયાં.

બીજો દાખલો : એક તાલેવંતે મહેરબાની-ની રાહે મારી ચોપડી છપાવવા માંડી, પછી એ ફસકી ગયો. ચોપડીનું પાંચસોકનું પ્રેસ-બિલ મારે માથે પડવા વખત આવ્યો. બસ. તુર્ત જ ચિંતાની માયાજાળ જીવ પર ગૂંથાવા માંડી. આ આફતમાંથી શી રીતે છૂટીશ, આ અવતારમાં છૂટીશ કે આવતામાં, નહિ છૂટું તો મારું શું થશે? વૉરંટ તો નહિ નીકળે ને? આવી જાતની ભયમૂર્છાઓ રાતદહાડો મને કનડતી. એવામાં તો, એક પ્રભાતના રંગ ફૂટ્યા ન ફૂટ્યા ત્યાં અમુક પ્રકાશકે મારી કને આવી પ્રકાશ દીધો: "લાવો, તમારી ચોપડીનું જોખમ હું લઇશ અને તમને ઉપરથી લેખક તરીકે અઢીસો રૂપિયા આપીશ." કહો, આથી સરસ માયાવિદારણ, આથી રૂડું બ્રહ્મદર્શન, બીજું કયું હોઇ શકે?

અને ત્રીજો: જશને શાળી કઢાવ્યાં'તાં. એ અટકચાળીએ એને ખણ્યાં ને પછી ખણતરવાળો

હાથ-લગાડ આંખે ! રસીના એ ચેપને પરિણામે, વળતે દહાડે સવારે એની આંખો કેમે કરી ઊઘડે નહિ. ઘણા ય ઘરગતુ ઉપાયો કર્યા. દાક્તરને તો બતાવાય નહિ. શાળી માતા ક્રોધે ભરાય. હવે ? સવારની સાંજ પડી, પણ આંખો તો ડબ્બા ને ડબ્બા જ, અને છોકરી કકળ્યા કરે. રાત થોડી ગઇ ત્યાં તો બિન્દુમતી, જાણે મેં જ જશની આંખો હરી લીધી હોય, તેમ વગરલેવેદેવે મારી પર ખફા થયાં, ને બંધી આપવાની ના પાડી. આનું પરિણામ એક જ આવી શકે, અને તે એ કે અમે સાટી-બૈયર ખૂબ ઝગડયાં. રાત કોણ જાણે કેમ પૂરી કરી. સવારમાં અમે સંધિ કરી, નહૂટકે દાક્તરને ત્યાં જશને ગાડી કરી લઇ ગયાં, અને સિલ્વર નાઇટ્રેટના ક્રૂર-દયાળુ પ્રયોગને પ્રતાપે, એ જ સાંજે કે વળતી સવારે એ રતન પ્રકાશ-માન થયાં. આ પ્રકાશની પળ એ બ્રહ્મદર્શનની પળ; આગલા એક બે દહાડા એ જીવલેણ માયાપિશાચણીનાં ભયંકર દર્શનના દહાડા.

ત્યારે:

જૂની ફિલસૂફીમાં હતું કે " બ્રહ્મ સત્યં, જગન્મિથ્યા, જીવો બ્રહ્મ સુહૃદગમ્ ", તેને નવી

રીતે (સંસ્કૃત હવે ફેશનબલ નથી તેથી પ્રાકૃતમાં) આમ મૂકવાની છૂટ હવે આપણે લઇ શકીએ; "આ મિથ્યા જગતમાં પણ એક દ્વિવિધ બ્રહ્મ એવા વસે છે જે કોઇ વાર જીવના નિખાલસ શત્રુ તરીકે ને કદીક મિત્ર તરીકે પોતાનો સાક્ષાત્કાર કરાવવાનું પસંદ કરે છે."

પહેલો રિપુ કહે છે:

"હું દેવકોટિમાં જન્મ્યો છું. તોછડા ઉપદેશકો સિવાય સૌ કોઇ મને કામ-દેવ જ કહે છે. અને દેવ કદી માનવીનો દુશ્મન ન હોય; તેનો હિતસ્વી જ હોય. આ પરથી સાબિત થયું કે, હું મનુષ્યજાતિનો રિપુ છું એ વાત દુનિયાની સૌથી જૂની બજાર-ગપ છે, અફવા જ છે.

"આ સિદ્ધાંતને વધુ વિચારતાં મને લાગે છે કે મનુષ્યોનું ભલું મેં કર્યું છે એટલું બીજા કોઇએ નથી કર્યું. માણસની જિંદગીને એક છેડેથી જુઓ તો, તેની ઉત્પત્તિ જ મારા વિના અશક્ય છે એમ દેખાઇ આવશે: અને બીજે છેડેથી જુઓ તો, 'ધર્માર્થકામમોક્ષાણા' એ પદમાંનો જે છેલ્લો શબ્દ મોક્ષ, જીવનનું જે

ધ્યેય, તેની સૌથી નજીક ( મોક્ષના પડખામાં જ ) હું છું; અને જે 'ધર્મ'ને નામે દુનિયાને વારંવાર ઉપરતળે કરી મૂકવામાં આવે છે, તે ધર્મ તો એ પદમાં મોક્ષથી દૂરમાં દૂર જઇને બેઠેલો છે. આમ, કામ વડે જ મોક્ષસિદ્ધિ છે, એ પણ સાબિત થયું.

"દૃષ્ટાંતો જોઇએ છે ? ચાહો તેટલાં આપી શકું તેમ છું. પણ મોક્ષને જ લગતાં શા માટે ? ઇશ્વરનો આશરો લેવો વધુ સારો. સાંભળો: હું ન હોત, તો અહલ્યાની શલ્યા ન થઈ હોત; એ શલ્યા ન થઇ હોત, તો રામચંદ્રજીએ તેને પગ અડકાડીને પોતાનું જે ઉદ્ધારકપણું સિદ્ધ કર્યું, તે કરવાની તક એમને ન મળી હોત; અને તો પછી, એમને ઇશ્વરાવતાર તરીકે પૂજત કોણ ? આ પરથી એમ નિઃશંક કહી શકાય કે શ્રી રામભદ્રની પ્રમુખ મહત્તાનાં અનેક કારણોમાંનું એક તો ઇન્દ્ર-અહલ્યા પરની કામસત્તા અને કામવિજયમાં જ રહેલું હતું.

"બીજું દૃષ્ટાંત ઇતિહાસમાંથી આપું. સૌ જાણે છે કે પૃથુરાજ સંયુક્તાને અતિશય સેવવામાં ગૂંથાઇ રહ્યા, તેથી હિંદુઓની સ્વતંત્રતા છેવટની ( અને આજ લગી માટે તો ) કાયમની

પહેલો રિપુ કહે છે:

"હું દેવકોટિમાં જન્મ્યો છું. તોછડા ઉપદેશકો સિવાય સૌ કોઇ મને કામ-દેવ જ કહે છે. અને દેવ કદી માનવીનો દુશ્મન ન હોય; તેનો હિતસ્વી જ હોય. આ પરથી સાબિત થયું કે, હું મનુષ્યજાતિનો રિપુ છું એ વાત દુનિયાની સૌથી જૂની બજાર-ગપ છે, અફવા જ છે.

"આ સિદ્ધાંતને વધુ વિચારતાં મને લાગે છે કે મનુષ્યોનું ભલું મેં કર્યું છે એટલું બીજા કોઇએ નથી કર્યું. માણસની જિંદગીને એક છેડેથી જુઓ તો, તેની ઉત્પત્તિ જ મારા વિના અશક્ય છે એમ દેખાઇ આવશે; અને બીજે છેડેથી જુઓ તો, 'ધર્માર્થકામમોક્ષાણાં' એ પદમાંનો જે છેલ્લો શબ્દ મોક્ષ, જીવનનું જે

ધ્યેય, તેની સૌથી નજીક (મોક્ષના પડખામાં જ) હું છું; અને જે 'ધર્મ'ને નામે દુનિયાને વારંવાર ઉપરતળે કરી મૂકવામાં આવે છે, તે ધર્મ તો એ પદમાં મોક્ષથી દૂરમાં દૂર જઈને બેઠેલો છે. આમ, કામ વડે જ મોક્ષસિદ્ધિ છે, એ પણ સાબિત થયું.

"દૃષ્ટાંતો જોઈએ છે? ચાહો તેટલાં આપી શકું તેમ છું. પણ મોક્ષને જ લગતાં શા માટે? ઈશ્વરનો આશરો લેવો વધુ સારો. સાંભળો: હું ન હોત, તો અહલ્યાની શલ્યા ન થઈ હોત; એ શલ્યા ન થઇ હોત, તો રામચંદ્રજીએ તેને પગ અડકાડીને પોતાનું જે ઉદ્ધારકપણું સિદ્ધ કર્યું, તે કરવાની તક એમને ન મળી હોત; અને તો પછી, એમને ઈશ્વરાવતાર તરીકે પૂજત કોણ? આ પરથી એમ નિ:શંક કહી શકાય કે શ્રી રામભદ્રની અમુલખ મહત્તાનાં અનેક કારણોમાંનું એક તો ઇન્દ્રઅહલ્યા પરની કામસત્તા અને કામવિજયમાં જ રહેલું હતું.

"બીજું દૃષ્ટાંત ઇતિહાસમાંથી આપું. સૌ જાણે છે કે પૃથુરાજ સંયુક્તાને અતિશય સેવવામાં ગૂંથાઇ રહ્યા, તેથી હિંદુઓની સ્વતંત્રતા છેવટની (અને આજ લગી માટે તો) કામમની

પહેલો રિપુ કહે છે:

"હું દેવકોટિમાં જન્મ્યો છું. તોછડા ઉપદેશકો સિવાય સૌ કોઇ મને કામ-દેવ જ કહે છે. અને દેવ કદી માનવીનો દુશ્મન ન હોય; તેનો હિતસ્વી જ હોય. આ પરથી સાબિત થયું કે, હું મનુષ્યજાતિનો રિપુ છું એ વાત દુનિયાની સૌથી જૂની બજારગપ છે, અફવા જ છે.

"આ સિદ્ધાંતને વધુ વિચારતાં મને લાગે છે કે મનુષ્યોનું ભલું મેં કર્યું છે એટલું બીજા કોઇએ નથી કર્યું. માણસની જિંદગીને એક છેડેથી જુઓ તો, તેની ઉત્પત્તિ જ મારા વિના અશક્ય છે એમ દેખાઇ આવશે; અને બીજે છેડેથી જુઓ તો, 'ધર્માર્થકામમોક્ષાણાં' એ પદમાંનો જે છેલ્લો સભ્ય મોક્ષ, જીવનનું જે

ધ્યેય, તેની સૌથી નજીક ( મોક્ષના પડખામાં જ ) હું છું; અને જે 'ધર્મ'ને નામે દુનિયાને વારંવાર ઉપરતળે કરી મૂકવામાં આવે છે, તે ધર્મ તો એ પદમાં મોક્ષથી દૂરમાં દૂર જઇને બેઠેલો છે. આમ, કામ વડે જ મોક્ષસિદ્ધિ છે, એ પણ સાબિત થયું.

"દૃષ્ટાંતો જોઇએ છે ? ચાહો તેટલાં આપી શકું તેમ છું. પણ મોક્ષને જ લગતાં શા માટે ? ઇશ્વરનો આશરો લેવો વધુ સારો. સાંભળોઃ હું ન હોત, તો અહલ્યાની શલ્યા ન થઈ હોત; એ શલ્યા ન થઇ હોત, તો રામચંદ્રજીએ તેને પગ અડકાડીને પોતાનું જે ઉદ્ધારકપણું સિદ્ધ કર્યું, તે કરવાની તક એમને ન મળી હોત; અને તો પછી, એમને ઈશ્વરાવતાર તરીકે પૂજત કોણ ? આ પરથી એમ નિઃશંક કહી શકાય કે શ્રી રામભદ્રની અમુલખ મહત્તાનાં અનેક કારણોમાંનું એક તો ઇન્દ્રઅહલ્યા પરની કામસત્તા અને કામવિજયમાં જ રહેલું હતું.

"બીજું દૃષ્ટાંત ઇતિહાસમાંથી આપું. સૌ જાણે છે કે પૃથુરાજ સંયુક્તાને અતિશય સેવવામાં ગૂંથાઇ રહ્યા, તેથી હિંદુઓની સ્વતંત્રતા છેવટની ( અને આજ લગી માટે તો ) કાયમની

ઉપદેશો છતાં જગતમાં મારૂં બળ જેવું ને તેવું જ છે. આમ જે સર્વવ્યાપી સમર્થ હોય, તેના પ્રભાવના દાખલા શા આપવા? દિવસ ને રાત, ચકલે ચોરે ને દુકાને, ઑફિસોમાં, ઘરોમાં, મંદિરોમાં, અને શયનમંદિરોમાં હું સ્વચ્છંદે મહાલતો જ હોઉં છું. છતાં તમારે દાખલા વિના ન ચાલતું હોય તો એક પરદેશી છતાં પરાક્રમી મહાવીરનું નામ જ બસ થવું જોઇએ: એકીલીસનો ક્રોધવૈભવ. તેણે એક આખા અમર મહાકાવ્યના ચોવીશ સર્ગો ભરી દેવાની સવળતા ગ્રીસના સુરદાસ કવિને કરી આપી, એ મહિમા મારો નહિ તો બીજા કોનો?

"તમારા લોકો 'ધર્મ્ય ક્રોધ' વિશે કોઇ કોઈ વાર બોલે છે. એટલે કે, અધર્મ સામે ને ધર્મની તરફેણમાં જે ક્રોધ કરવામાં આવે તે. ભલે એમ તો એમ. એ રીતે પણ મારા વિના તમારે ચાલતું નથી એ તો પુરવાર થયું ને? અને તે પણ, ધર્મ જેવી તમારી માનીતી ચીજના મદદગાર લેખે. આથી વધારે મોહક ફતેહ મારે માટે બીજી કઈ હોય?"

ત્રીજા રિપુનો બચાવ આમ છેઃ

"ભગવાને હજાર કામ પડતાં મૂકીને

મોહનીસ્વરૂપ ધર્યું, તે દિવસથી જ મારી નિર્દોષતા અને ઉપયોગીપણું સિદ્ધ થઇ ચૂક્યાં છે. એ દહાડે એક તાત્કાલિક આફત વખતે જેમ વિષ્ણુને હું ખપ લાગ્યો, તેમ, સૃષ્ટિ સરજાવાની હતી તેને આગલે દહાડે પરબ્રહ્મે પણ મારા ચિંતવનમાં જ આખી રાત ગાળેલી. રાત પૂરી થઇ ત્યારે જ છેક એ મોહસમાધિની સિદ્ધિ એમને હાથ ચઢી–ને તે ચઢતાં જ એ તેજઃ–પુંજમાંથી શબ્દો નીકળ્યા: "એકોઽહં બહુ સ્યામ્." આમ મોહ એ વિશ્વનું આદિકારણ છે. પણ વાત એટલેથી જ અટકી નથી એમ કહેતાં ખુશી થાય છે. એક બ્રહ્મે બહુ સ્વરૂપ ધર્યાં ત્યાર પછી એ સ્વરૂપોને ટકાવી રાખવા ભાતભાતની માયા પણ એમણે સરજવી પડી. અને કોણ નથી જાણતું કે એ માયાસુંદરીનું જીવિત એકમાત્ર મારી પર જ છે? હું તો એનો પ્રાણાધાર. મને શત્રુ ગણીને મને હણશો, તો તેમાં નાશ છે તે મારો નહિ, પણ તમારો. તમારાં વહાલામાં વહાલાં સ્વજનોથી માંડીને તમારી આખી સંસ્કૃતિ, સમાજ, રાજ્યો, ધનવૈભવ, વિદ્યાકલા એ સર્વનો. એ બધી માયા ભલે જૂઠી કહેવાયા કરે. એની પાર આજ લગીમાં પૂરા ત્રણ જીવો પણ જઇ શકયા હોય એમ

ઉપદેશો છતાં જગતમાં મારૂં બળ જેવું ને તેવું જ છે. આમ જે સર્વવ્યાપી સમર્થ હોય, તેના પ્રભાવના દાખલા શા આપવા? દિવસ ને રાત, ચકલે ચોરે ને દુકાને, ઑફિસોમાં, ઘરોમાં, મંદિરોમાં, અને શયનમંદિરોમાં હું સ્વચ્છંદે મહાલતો જ હોઉં છું. છતાં તમારે દાખલા વિના ન ચાલતું હોય તો એક પરદેશી છતાં પરાક્રમી મહાવીરનું નામ જ બસ થવું જોઇએ: એકીલીસનો ક્રોધવૈભવ. તેણે એક આખા અમર મહાકાવ્યના ચોવીશ સર્ગો ભરી દેવાની સવળતા ગ્રીસના સુરદાસ કવિને કરી આપી, એ મહિમા મારો નહિ તો બીજા કોનો?

"તમારા લોકો 'ધર્મ્ય ક્રોધ' વિશે કોઇ કોઈ વાર બોલે છે. એટલે કે, અધર્મ સામે ને ધર્મની તરફેણમાં જે ક્રોધ કરવામાં આવે તે. ભલે એમ તો એમ. એટલે પણ મારા વિના તમારે ચાલતું નથી એ તો પુરવાર થયું ને? અને તે પણ, ધર્મ જેવી તમારી માનીતી ચીજના મદદગાર તરીકે. આથી વધારે મોહક દલીલ મારે માટે બીજી કઈ હોય?"

ત્રીજા રિપુનો બચાવ આમ છે:

"જગતને હજાર કામ પડતાં મૂકીને

મોહનીસ્વરૂપ ધર્યું, તે દિવસથી જ મારી નિર્દોષતા અને ઉપયોગીપણું સિદ્ધ થઇ ચૂક્યાં છે. એ દહાડે એક તાત્કાલિક આફત વખતે જેમ વિષ્ણુને હું ખપ લાગ્યો, તેમ, સૃષ્ટિ સરજાવાની હતી તેને આગલે દહાડે પરબ્રહ્મે પણ મારા ચિંતવનમાં જ આખી રાત ગાળેલી. રાત પૂરી થઇ ત્યારે જ છેક એ મોહસમાધિની સિદ્ધિ એમને હાથ ચઢી–ને તે ચઢતાં જ એ તેજઃ-પુંજમાંથી શબ્દો નીકળ્યા: "એકોઽહં બહુ સ્યામ્." આમ મોહ એ વિશ્વનું આદિકારણ છે. પણ વાત એટલેથી જ અટકી નથી એમ કહેતાં ખુશી થાય છે. એક બ્રહ્મે બહુ સ્વરૂપ ધર્યાં ત્યાર પછી એ સ્વરૂપોને ટકાવી રાખવા ભાતભાતની માયા પણ એમણે સરજવી પડી. અને કોણ નથી જાણતું કે એ માયાસુંદરીનું જીવિત એકમાત્ર મારી પર જ છે? હું તો એનો પ્રાણાધાર. મને શત્રુ ગણીને મને હણશો, તો તેમાં નાશ છે તે મારો નહિ, પણ તમારો. તમારાં વહાલામાં વહાલાં સ્વજનોથી માંડીને તમારી આખી સંસ્કૃતિ, સમાજ, રાજ્યો, ધનવૈભવ, વિદ્યાકલા એ સર્વનો. એ બધી માયા ભલે જૂઠી કહેવાયા કરે. એની પાર આજ લગીમાં પૂરા ત્રણ જીવો પણ જઇ શક્યા હોય એમ

ઉપદેશો છતાં જગતમાં મારૂં બળ જેવું ને તેવું જ છે. આમ જે સર્વવ્યાપી સમર્થ હોય, તેના પ્રભાવના દાખલા શા આપવા? દિવસ ને રાત, ચકલે ચોરે ને દુકાને, ઑફિસોમાં, ઘરોમાં, મંદિરોમાં, અને શયનમંદિરોમાં હું સ્વચ્છંદે મહાલતો જ હોઉં છું. છતાં તમારે દાખલા વિના ન ચાલતું હોય તો એક પરદેશી છતાં પરાક્રમી મહાવીરનું નામ જ બસ થવું જોઇએ: એકીલીસનો ક્રોધવૈભવ. તેણે એક આખા અમર મહાકાવ્યના ચોવીશ સર્ગો ભરી દેવાની સવળતા ગ્રીસના સુરદાસ કવિને કરી આપી, એ મહિમા મારો નહિ તો બીજા કોનો?

"તમારા લોકો 'ધર્મ્ય ક્રોધ' વિશે કોઇ કોઈ વાર બોલે છે. એટલે કે, અધર્મ સામે ને ધર્મની તરફેણમાં જે ક્રોધ કરવામાં આવે તે. ભલે એમ તો એમ. એ રીતે પણ મારા વિના તમારે ચાલતું નથી એ તો પુરવાર થયું ને? અને તે પણ, ધર્મ જેવી તમારી માનીતી ચીજના મદદગાર લેખે. આથી વધારે મોહક ફતેહ મારે માટે બીજી કઈ હોય?"

ત્રીજા રિપુનો બચાવ આમ છેઃ

"ભગવાને હજાર હામ પડતાં મૂકીને

રોજેરોજની અસર હોવા છતાં, તમે સૌ અબૂઝ જેવા, મને ધિક્કારવામાં એકેક જોડે સરસાઇ કર્યે જાઓ છો.

"હું ન હોત તો કૌરવોને રાજ્યલોભ ન થાત; એ ન થાત, એટલે કુરુક્ષેત્રનું યુદ્ધ ન લડાત; ને એ ન લડાત તો એને પહેલે દહાડે ગીતા ન ગવાત. તમારા નિત્યપાઠનો એ નાનો શો ગુટકો ભારતીય તત્ત્વજ્ઞાનના ભંડાર લેખે ખંડખંડે પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે ને તમારી સંસ્કૃતિની જબરી જાહેરાત કરતો રહે છે,: એ મારા—હા, મારા જ અણમૂલા પ્રતાપ છે એમાં શી શંકા?

"મારા બીજા પરાક્રમની કથા તો પ્રમાણમાં તાજી છે, પણ સંભારવી છે કોને? થોડાક સૈકા પર દરિયાપારથી ઊજળા વાણિયા આવીને અહીં તમારા વણકરો મજૂરો ને વાણિયાઓની મદદથી જ, પોતાના દેશની તીજોરીઓને તરબતર કરવા લાગ્યા. પછી એમનામાં રાજ્યલોભ ઊગ્યો; અને એને તૃપ્ત કરવાના લાગ પણ તેને તમે લોકોએ જ ઘણા આપ્યા, એટલે પોતાનું કામ કાઢી લેવામાં

અને લાગતું નથી. એટલે તમારે–મારે માટે તો એ સાચી છે અને રહેવાની. અને જ્યાં આપણો આવો ગાઢ સહકાર હોય ત્યાં તમે મને રિપુ ગણવા ચાહો, એ કલ્પના જ કેટલી બેહૂદી છે. ?

"વળી, આગલા બે જણે સાહિત્યમાંથી દાખલા આપ્યા છે, તો હું પણ જતાં જતાં તમને કહી લઉં છું તે ધ્યાનમાં રાખજો કે મોહ ન હોત તો વિશ્વામિત્ર મેનકાને વશ ન થયા હોત; તો પછી શકુંતલ ન હોત; ને તેથી જ 'શાકુંતલ' ન હોત—કાલિદાસ અમર થવાનું સાધન ગુમાવત અને જગતનો ઘણોક રસાનંદ ઉદ્દ્ભવી જ ન શકત. એવું બધું થાય એ કૈં જેવી તેવી આફત કહેવાય !"

રિપુ ચોથાનો કેસ હવે રજૂ થાય છે:

"ઘડનારાએ માણસના સ્વભાવનું બંધારણ એવું જ ઘડ્યું છે કે તેમાં નગુણા બનવાની પુષ્કળ છૂટ રહે. જો આમ ન હોત, તો મને વળી કોઇ અને તે પણ હિંદવાસીઓ, કદી દુશ્મન ગણે ? એમની પર મેં સૌથી જૂના કાળમાં ને એક વાર નવામાં પણ એવા ઉપકારો કર્યા છે કે ન પૂછો વાત. ને ખૂબી તો એ છે કે તમારા લોકોના જીવન પર મારાં એ પરાક્રમોની

ભાવનું પરિણામ છે, તો પછી એ રૂપોમાંના હરેકમાં—એટલે કે હરેક માનવીમાં—અહં હોય, હોવો જ જોઇએ, ને હોય તે સારું, એમાં સંશય ક્યાં રહ્યો ?

"હું સંસારમાં ક્યાં ક્યાં નથી ?—અને મારા વડે શું શું નથી ? જાણીને કે અજાણતાં મારી ઉપાસના કોણ કરતું નથી ? હું છું તો પોતાને સર્વશ્રેષ્ઠ માનનાર, વિદ્યાનો સનાતન રક્ષક, બ્રાહ્મણ છે; હું છું તો, પોતા સિવાય ગૌ બ્રાહ્મણ ને પૃથ્વીનો પ્રતિપાલ બીજો કોઇ છે જ નહિ, એવા ખુશગુમાનમાં જીવનારો ક્ષત્રિય છે; હું છું તો, એ બંને કરતાં પોતાને પઇસામાં ને આંટીઘૂંટીઓમાં બેશક ચઢિઆતો માનનાર વૈશ્યવર છે; અને હું છું તો છે પોતાને અહર્નિશ સખ્ત કે હળવે રૂપે ધિક્કારનાર ત્રણે વર્ણોને પણ પોતા વિના ચાલતું તો ઘડીભર પણ નથી અને ચાલવાનું નથી એવું સાચેસાચ માનનારા શૂદ્રો, અતિશૂદ્રો અને અંત્યજો.

"વળી, હું છું તો પોતાને સ્ત્રીથી સર્વદા અજેય કલ્પનારો બ્રહ્મચારી છે,—તો સ્ત્રી અને સંતતિથી જીતાએલો ગૃહસ્થી છે,—તો દૂર બેઠો પણ જગતનું ભલું કર્યાની ખુમારી રાખનાર વાનપ્રસ્થી

એમને જરા ય વાંધો હતો નહિ. પણ એમનો સ્વાર્થ એ તમારો પણ સ્વાર્થ નથી થયો? એમણે હિંદમાં રાજ્ય સ્થાપીને ભલે હજાર દોષવાળી, પણ કેળવણી તમને આપી (જેનું નામનિશાન તેમનાથી આગલા યુગમાં નહોતું તમારે ત્યાં), તમારામાં જેવીતેવી પણ: એકતા આણી (કે આણવાની સગવડો આપી—પછી તમે આપસમાં લડી મરો એમાં કોઇ શું કરે?); તમને જગતના દેશદેશની સાથે સીધા સંબંધમાં આણી મૂકયા—આ બધું કદી યે બનત ખરું, જો ક્લાઇવ, હેસ્ટિંગ્સ, વેલેસ્લી ને ડલહાઉસીનો રાજ્યલોભ પૂર્ણ કલાથી પ્રકાસ્યો ન હોત તો?

અને હવે છે કોઈ માઇનો પૂત ને અક્કલનો અદ્દ્ભુત શૂરવીર જે મને સમજાવી શકે કે, હિંદીઓએ લોભને કયા કારણે શત્રુ ગણવો ઘટે? કહે છે 'લોભને થોભ નહિ', પણ દુનિયાની બે-લગામ મૂરખાઇને પણ કયારે થોભ હતો?"

પાંચમો રિપુ હવે બચાવ કરે છેઃ

"અહંમાંથી જ બ્રહ્માંડની ઉત્પત્તિ છે. આની ખાતરી, મારા મિત્ર મોહે ટાંકેલા પ્રખ્યાત સૂત્ર 'એકોઽહં...' ઇત્યાદિથી થાય છે. બ્રહ્મનાં બહુ રૂપો થયાં, તે જ જો અહં-

ભાવનું પરિણામ છે, તો પછી એ રૂપોમાંના હરેકમાં—એટલે કે હરેક માનવીમાં—અહં હોય, હોવો જ જોઇએ, ને હોય તે સારું, એમાં સંશય ક્યાં રહ્યો ?

"હું સંસારમાં ક્યાં ક્યાં નથી ?—અને મારા વડે શું શું નથી ? જાણીને કે અજાણતાં મારી ઉપાસના કોણ કરતું નથી ? હું છું તો પોતાને સર્વશ્રેષ્ઠ માનનાર, વિદ્યાનો સનાતન રક્ષક, બ્રાહ્મણ છે; હું છું તો, પોતા સિવાય ગૌ બ્રાહ્મણ ને પૃથ્વીનો પ્રતિપાલ બીજો કોઇ છે જ નહિ, એવા ખુશગુમાનમાં જીવનારો ક્ષત્રિય છે; હું છું તો, એ બંને કરતાં પોતાને પઠ્ઠાઇમાં ને આંટીઘૂંટીઓમાં બેશક ચઢિઆતો માનનાર વૈશ્યવર છે; અને હું છું તો છે પોતાને અહર્નિશ સખ્ત કે હળવે રૂપે ધિક્કારનાર ત્રણે વર્ણોને પણ પોતા વિના ચાલતું તો ઘડીભર પણ નથી અને ચાલવાનું નથી એવું સાચેસાચ માનનારા શૂદ્રો, અતિશૂદ્રો અને અંત્યજો.

"વળી, હું છું તો પોતાને સ્ત્રીથી સર્વદા અજેય કલ્પનારો બ્રહ્મચારી છે,—તો સ્ત્રી અને સંતતિથી જીતાએલો ગૃહસ્થી છે,—તો દૂર બેઠો પણ જગતનું ભલું કર્યાની ખુમારી રાખનાર વાનપ્રસ્થી

છે,—તો સંસારને બાળીધોળી પોતે પી ગયો છે એવી ખોટીખરી ખાતરીમાં રાચનારો સંન્યાસી છે.

"આમ મદની લીલા બધે અને બહુ જ પ્રસરેલી છે."

અને છેલ્લા રિપુની કેફિયત આવી છે:

"મારો ચમત્કાર આગલા પાંચે કરતાં નિરાળો છે. કામક્રોધાદિના ઉદ્ભવ માટે તો નાનું કે મોટું કૈંક પણ કારણ જોઇએ. હું એવી ખટપટમાં પડતો નથી. મનુષ્યસ્વભાવનો વિચાર બરાબર કરશો તો જણાશે કે, "નાસ્તિ મૂલં કુતઃ શાખા?" એ પુરાણા પ્રશ્નની વિરુદ્ધ વર્તવાનું સામર્થ્ય એકમાત્ર મારામાં છે. મત્સરને વળી મૂળ કેવાં? એ તો મનુષ્યહૃદયમાં આહાર નિદ્રા વગેરેની જેમ સ્વયંભૂ જ છે. ગમે તેવો ડાહ્યો હોશિયાર કે પવિત્ર માણસ હોય, પણ ડહાપણ હોશિયારી કે પવિત્રાઇમાં પોતાથી કોઇને પણ તેણે ચઢિયાતો જોયો, એટલે તેનામાં અદેખાઇના અંકુર ફૂટવાના જ. અને જ્યાં સવાલ એવી રીતે ગુણોનો નહિ પણ દોષોનો હોય, ત્યાં તો હું રાજાધિરાજ હોઉં જ. એ હાથકંકણને વળી આરસી શા ખરચી?

"કેટલાકને ખબર નહિ હોય, પણ હિંદુઓના ષડ્‌દર્શનમાંનું એક મને જ આભારી છે. બાદરાયણ વ્યાસના પ્રસિદ્ધ દર્શનશાસ્ત્રની જ્યારે ઉત્તરાખંડમાં વધારે પડતી વાહવા થઈ ત્યારે મેં જ જઇને કપિલમુનિના કાનમાં ફૂંક મારેલી, કે ચાલ ઊઠ, તારો દિવસ ઊગ્યો હવે; વેદાંત-વિરોધી સાંખ્યદર્શનનો જયધ્વજ ફરકાવ. ... અને તરત જ તેણે પુરુષપ્રકૃતિની ઘણીક ઝીણવટોવાળું સાંખ્યદર્શન વિચારી કાઢ્યું, જેનાં કેટલાંક અંગ પાછળથી ખુદ વેદાંતીઓએ જ પોતાના મતમાં સ્વીકારવાં પડ્યાં.

"અને સાહિત્યની પણ એક શ્રેષ્ઠ નહિ તો જાણીતી કૃતિનો અસલ પ્રેરક તો હું જ છું. જો હું ન હોત, તો શિશુપાળે કૃષ્ણને ગાળો ન ભાંડી હોત, એ વાત પુરાણોમાં લખાઇ ન હોત અને તેથી,ગુજરાતના સૌથી પહેલા સંસ્કૃત કવિને આછી-આછી પણ અમરતા અપાવનાર 'શિશુપાલવધ' પણ દુનિયામાં ન હોત.

"છેવટે મારે અમારી છએ ભાઇઓની વતી જગતને કહી નાંખવાની જે એક જ વાત બાકી રહે છે તે એટલી જ કે અમારું કાસળ કાઢવા અમારા રિપુઓ જે ક્ષમા, દયા, શાંતિ, અસ્તેય

છે,—તો સંસારને બાળીધોળી પોતે પી ગયો છે એવી ખોટીખરી ખાતરીમાં રાચનારો સંન્યાસી છે.

"આમ મદની લીલા બધે અને બહુ જ પ્રસરેલી છે."

અને છેલ્લા રિપુની કેફિયત આવી છે:

"મારો ચમત્કાર આગલા પાંચે કરતાં નિરાળો છે. કામક્રોધાદિના ઉદ્ભવ માટે તો નાનું કે મોટું કૈંક પણ કારણ જોઇએ. હું એવી ખટપટમાં પડતો નથી. મનુષ્યસ્વભાવનો વિચાર બરાબર કરશો તો જણાશે કે, "નાસ્તિ મૂલં કુતઃ શાખા?" એ પુરાણા પ્રશ્નની વિરુદ્ધ વર્તવાનું સામર્થ્ય એકમાત્ર મારામાં છે. મત્સરને વળી મૂળ કેવાં? એ તો મનુષ્યહૃદયમાં આહાર નિદ્રા વગેરેની જેમ સ્વયંભૂ જ છે. ગમે તેવો ડાહ્યો હોશિયાર કે પવિત્ર માણસ હોય, પણ ડહાપણ હોશિયારી કે પવિત્રાઇમાં પોતાથી કોઇને પણ તેણે ચઢિયાતો જોયો, એટલે તેનામાં અદેખાઈના અંકુર ફૂટવાના જ. અને જ્યાં સવાલ એવી રીતે ગુણોનો નહિ પણ દોષોનો હોય, ત્યાં તો હું રાજાધિરાજ હોઉં જ. એ હાથકંકણને વળી આરસી શી ખરચી?

"કેટલાકને ખબર નહિ હોય, પણ હિંદુઓના ષડ્દર્શનમાંનું એક મને જ આભારી છે. બાદરાયણ વ્યાસના પ્રસિદ્ધ દર્શનશાસ્ત્રની જ્યારે ઉત્તરાખંડમાં વધારે પડતી વાહવા થઈ ત્યારે મેં જ જઈને કપિલમુનિના કાનમાં ફૂંક મારેલી, કે ચાલ ઊઠ, તારો દિવસ ઊગ્યો હવે; વેદાંતવિરોધી સાંખ્યદર્શનનો જયધ્વજ ફરકાવ. ... અને તરત જ તેણે પુરુષપ્રકૃતિની ઘણીક ઝીણવટોવાળું સાંખ્યદર્શન વિચારી કાઢ્યું, જેનાં કેટલાંક અંગ પાછળથી ખુદ વેદાંતીઓએ જ પોતાના મતમાં સ્વીકારવાં પડ્યાં.

"અને સાહિત્યની પણ એક શ્રેષ્ઠ નહિ તો જાણીતી કૃતિનો અસલ પ્રેરક તો હું જ છું. જો હું ન હોત, તો શિશુપાળે કૃષ્ણને ગાળો ન ભાંડી હોત, એ વાત પુરાણોમાં લખાઈ ન હોત અને તેથી, ગુજરાતના સૌથી પહેલા સંસ્કૃત કવિને આછીઆછી પણ અમરતા અપાવનાર 'શિશુપાલવધ' પણ દુનિયામાં ન હોત.

"છેવટે મારે અમારી છએ ભાઈઓની વતી જગતને કહી નાંખવાની જે એક જ વાત બાકી રહે છે તે એટલી જ કે અમારું કાસળ કાઢવા અમારા રિપુઓ જે ક્ષમા, દયા, શાંતિ, અસ્તેય

વગેરે બધા માથાં પટકીને જોઇએ તો મરી જાય અમારો નાશ કરવાની કોશિશમાં, છતાં પણ અમે તો જગતના આદિકાળથી જ 'અખંડ યૌવન-ની મૂર્તિઓ' છીએ, અને સદાકાળ એ રૂપે રહીશું ને જ રહીશું."

ઈસવી સન પૂર્વેના વર્ષોમાં પવિત્ર ભાગીરથીને તીરે બૃહસ્પતિ નામે પ્રગલ્ભ ઋષિવરનો આશ્રમ હતો. એ સમયે ઋગ્વેદ રચાયાને યુગો વીતી ગયા હતા, બ્રાહ્મણ-ગ્રંથોના કર્મકાંડનું આધિપત્ય સમસ્ત આર્યાવર્તને માથે પ્રવર્તતું હતું, અને ઉપનિષદોનાં નિગૂઢ ચિંતનોનો આરંભકાલ હતો. આવા વાતાવરણમાં જનકવિદેહી અને રાજા પ્રાણાદન જેવા યોગીઓ જેમ એક તરફ બ્રહ્મસંવેદનમાં તલ્લીન રહેતા તેમ બીજી તરફ બૃહસ્પતિઋષિ સ્વરૂપના ચિન્તકો પ્રકટ અનેરી જ ફિલસૂફીનો સંચાર આત્માઓમાં અનુભવતા હતા.

લહેરિયાં સ્વચ્છંદે રચવા–અણરચવાની ક્રીડા કરતો હતો તેવી પળે, એમણે પોતાના પટ્ટ-શિષ્યને આશ્રમમાંથી રસોઇ કરતો ઉઠાડ્યો, હાથ ધોવાનું કહ્યું, પોતે આશ્રમ બહાર સરિતાભિમુખ રહી, આશ્રમની ભીંતસરસી ઓટલી પર વ્યાઘ્ર-ચર્મ બિછાવી બેઠા, શિષ્ય નીચે ધરતી પર મૃગ-ચર્મ નાંખી, નમ્રભાવે હાથ જોડી, પહેલો ઊભો રહ્યો ને પછી ગુરુઆજ્ઞાથી નિજાસને બેઠો. ગુરુ બોલ્યા:

"વત્સ, જગતને નવો સંદેશ આપવાનો સમય બહુ પાસે છે." શિષ્યના મોંની ગંભીરતાને અહીં એક નવું પડ ચઢ્યું, આગળ કરતાં ઘણું જ ઘાડું. ગુરુએ એ જોઇ મનમાં સંતોષ પામી, આગળ ચલાવ્યું: "આગલે વર્ષે મારા પર્યટનમાં મેં જોયું કે કુરુપાંચાલના ક્ષત્રિય વિચારકો આત્માપરમાત્માની શોધમાં ખૂબ ડૂબ્યા રહે છે. જેને તેઓ બ્રહ્મ કહે છે તેનાથી તેઓ વિશ્વની ઉત્પત્તિ માને છે. એ વાત તને કેમ લાગે છે?"

શિષ્ય: "સાચી જ હોવી જોઇએ, મહારાજ. એવા મહાત્માઓ જે કહે તેમાં દોષને અવકાશ શો?"

ગુરુ: “ અને એ ખોટી લાગે છે, ”

શિષ્ય: (ગભરાટથી) “ ત્યારે ખોટી જ હશે, મહારાજ. ”

આ સાંભળીને ગુરુમાં આત્મવિશ્વાસ પ્રગટ્યો. મરકતે મુખે તેઓ બોલ્યા: ” હવે એ કેવી રીતે ખોટી છે એ સાંભળ. મેં પણ એ વિષય પર ઘણોઘણો વિચાર કર્યો છે. તેને અંતે હું એવા અનુમાન પર આવ્યો છું કે સૃષ્ટિનો કર્તા કોઇ છે જ નહિ. ”

શિષ્ય: “ આપનો મત વાસ્તવિક છે, દેવ. ”

ગુરુ: “ તેં યોગ્ય શબ્દ વાપર્યો, વત્સ. ‘ વાસ્તવિક ’ એટલે વસ્તુ ઉપરથી ઉપજેલું. મારા મતને જગતની વસ્તુઓનો જ આધાર સૌથી મોટો છે. મેં અનેક આકરા પ્રયાસો પછી મંત્રદર્શનમાં જોયું છે કે અસલ ચાર જ સ્વયંભૂ તત્ત્વો હતાં: પૃથ્વી, પાણી, વાયુ અને અગ્નિ. ”

શિષ્ય: “ ત્યારે આત્માનું અસ્તિત્વ જ નથી, મહારાજ ? અને સ્વયંભૂ તો એકમાત્ર પરમાત્મા છે એમ કહેવાય છે, તેનું શું ? ”

ગુરુ: “ ધીરજ ધર. ને મેં જે કહ્યું તે સ્મરણમાં રાખતો જા. સૃષ્ટિકર્તા કોઇ નથી એનો અર્થ જ એ કે પરમાત્મા નથી. તો પછી

આત્મા ક્યાંથી ઉદ્‌ભવ્યો એમ તું પૂછીશ, પણ આત્મા કદી સ્થૂલની બહારથી ઊપજવા સમર્થ હોતો નથી: સ્થૂલમાં જ એનો જન્મ છે.”

શિષ્ય: “તો પછી મહારાજ, આ માટીના ઘડામાં કેમ આત્મા નથી? એ કેમ હરતો ફરતો ને બોલતો નથી?”

ગુરુ: “ઘડામાં આત્મા નથી, કેમ કે તેમાં મુખ્ય તત્ત્વ પૃથ્વી જ છે. મેં કહ્યાં એ ચાર તત્ત્વો જ્યારે અમુક પ્રમાણમાં અને અમુક રસાયણિક ક્રિયાઓ સહિત એકેકમાં ભળે, ત્યારે જ, એ મિશ્રણમાંથી, ચૈતન્ય નામ આત્મા આપમેળે સરજાઇ જાય છે. એવા મિશ્રણ વિના બધું નકામું. તને ઉદાહરણથી સમજાવું. જેમ નાગરવેલનાં નર્યાં પાન ચાવવાથી હોઠ પર રતાશ ચઢાવી શકાતી નથી, તેમ નર્યો ઘડો એ આત્મા નથી; આ તરફ, કાથોચૂનો લગાડેલ પાનને ચાવવાથી જેમ ઇષ્ટ અને આકર્ષક એવી રતાશ નીપજે છે, તેમ ચાર તત્ત્વો ઉપલી રીતે ભળવાથી જે ચેતનમય શરીર બને, તે જ આત્મા, સમજાયું?”

શિષ્ય: (આશ્ચર્યમુગ્ધ, હસ્તસંપુટ પર મસ્તક નમાવતો): “બરાબર સમજાયું, ગુરુદેવ.

આ તત્ત્વજ્ઞાન અભિનવ છે. મન્વંતરો થયાં વિચારવારિધિ ડહોળ્યો છતાં જે મહાસત્ય વૈદિક ઋષિઓને ન લાધ્યું, તેના આપ આદ્ય-દ્રષ્ટા છો. આપને હું ફરીફરીને પ્રણામ કરું છું."

તેની આવી સંપૂર્ણ ભક્તિથી બૃહસ્પતિ બહુ પ્રસન્ન થયા. આ શિષ્ય મારા અપૂર્વ દર્શનને વધારે અને વિગતવાર જાણવાનો અધિકારી છે એમ પણ તેમને લાગ્યું. પણ વાણી-પ્રવાહ, ફરી વહેવા લાગે ત્યાર પહેલાં, ચુલા પરના ઓદન બળી ન જાય માટે તપાસી આવવા તેમણે પેલાને કહ્યું. એ જઇને આવ્યો ત્યારે તેઓ પુનઃ ઉચ્ચર્યાઃ

"વૈદિક ઋષિઓનું નામ તેં હમણાં દીધું. પણ વેદના આચારવિચાર એ તો ધૂર્તોના ઢોંગ છે. એ લોકો પણ અંદર અંદર કે' દહાડે એકમત થઇ શક્યા છે? વેદને પ્રમાણ માન-નારા એ ધૂર્તબકોએ પોતે જ પરસ્પર—કર્મકાંડને પ્રમાણ માનનારાઓએ જ્ઞાનકાંડનું, અને જ્ઞાન-કાંડને પ્રમાણ માનનારાઓએ કર્મકાંડનું —ખંડન કરતાં ક્યાં કદી પાછી પાની કરી છે? આમ ત્રયીવિદ્યા કહેતાં જે ત્રણ વેદ, તેના મતો તો એક બીજાની હાંસી વડે કરીને નાશ

પામે છે, એટલે કે જૂઠા ઠરે છે. ટૂંકામાં કહું તો અગ્નિહોમ, ત્રણ વેદ, ત્રિદંડ સંન્યાસ, ભસ્મ-લેપન, એ વગેરે બુદ્ધિરહિત અને પૌરુષરહિત ભોળાઓને છેતરીને આજીવિકા મેળવી શકાય, તે માટે ભંડ ધૂર્ત અને નિશાચરોએ યોજ્યાં છે."

શિષ્યઃ "જેમ શર્કરા પય સાથે એકરસ થઈ જાય, તેમ આપનાં અનન્ય વચનો શ્રોતાના ચિત્ત સાથે તુર્ત એકરસ થઈ જાય તેટલાં પ્રતીતિ-જનક છે, મહારાજ."

ગુરુઃ " અને હું એમ પૂછું છું કે જ્યોતિષ્ટોમમાં મારેલું પશુ જો સ્વર્ગમાં જતું હોય, તો યજમાન શા માટે પોતાના પિતાને યજ્ઞકુંડમાં હોમીને તેને સ્વર્ગપ્રાપ્તિ કરાવતો નથી ? બીજું, પૃથ્વી પર કરાયલા દાનથી ઊંચે સ્વર્ગમાં રહેલાઓ જો તૃપ્ત થતા હોય, તો મહેલની અગાશી ઉપરનાને નીચે જમીન ઉપરથી કેમ આપી શકાતું નથી ?"

શિષ્યઃ " સત્ય છે, દેવ. પૂર્વે કદી પણ આ લોકમાં તો આવા સચોટ, સામાને નિરુત્તર કરનાર પ્રશ્નો પુછાયા જ નથી. મારું ધન્ય ભાગ્ય કે આપનાં ચરણ સેવવાનાં મને મળ્યાં છે."

ગુરુની ભ્રૂકુટિ, "આ લોક" શબ્દો શિષ્ય બોલ્યો ત્યારે ચઢેલી, એ હવે ઊતરી ગઇ–પેલાએ "ધન્ય ભાગ્ય" અને "ચરણસેવન" વિશે કહ્યું ત્યારે. તેઓ બોલ્યા:

"હે સુભગ! તેં આ લોકની વાત કરી એ સાહસ થયું, પણ ફિકર નહિ. હવે એકચિત્ત થઇ સાંભળ, કેમ કે તારી ભૂલને જ ઉપયોગમાં લઇને મારે મારા તત્ત્વદર્શનનો શ્રેષ્ઠ સિદ્ધાંત તને આજે શીખવવાનો છે."

આ સાંભળતાં જ, નમવા માંડેલ પીઠને શિષ્યે કેડમાંથી ટટ્ટાર કરી, નમસ્કારી હાથોને વધુ સખ્તાઇથી ભીડ્યા, ને આંખોને પણ ઉત્ફુલ્લ કરી. તેની ઉત્સુકતાથી ઉપદેશકની વાગ્ધારા પણ ઉત્તેજાઇ અને અખંડધારે લાંબા વખત સુધી વહ્યા કરી:

"આ લોક ને પરલોકનો ભેદ ખોટો છે. પરલોકની કલ્પના ખોટી છે. જે છે તે અહીં જ છે, અન્યત્ર કશું નથી. આ કથનોને, હે મહાભાગ, તર્કવિદ્યાની ઘણી ઝીણવટો વડે કરીને સિદ્ધ કરી શકાય તેમ છે. પણ, એ બધી જાળમાં 'ગમક' ને 'અનુમિતિ,' 'ઉપાધિ' ને 'વ્યાપ્તજ્ઞાન' ને 'પક્ષધર્મતા' ઇત્યાદિકની

પારિભાષિક જાળમાં ગૂંચાવાનો આપણને સમય નથી, કેમ કે તું મને લાધેલ પરમ જ્ઞાનનો કેવો આતુર ને અધીર પિપાસુ છે, તે હું જોઈ શકું છું. તેથી હાલ તો મારે તને એટલું જ કહેવાનું છે કે આ સૃષ્ટિના પદાર્થોનો વિચાર કરતાં તારે હંમેશ પ્રત્યક્ષ પ્રમાણને જ માન્ય ગણવું. (અહીં શિષ્ય શ્રદ્ધાપૂર્વક નમ્યો.) એ રીતે વિચારતાં તને પ્રતીતિ થશે કે પૃથ્વીની પાર સ્વર્ગ નથી અને મોક્ષ પણ નથી. એ તારા જ્ઞાનમાર્ગનું પહેલુ સોપાન. બીજું તે આ, કે પૃથ્વી પર જેટલો વખત આપણે છીએ, તેટલો વખત સંપૂર્ણ સુખભોગની શોધમાં જ વીતાવવો એ ડાહ્યા માણસોનું કર્તવ્ય છે. જ્યાં સુધી જીવાય ત્યાં સુધી મોજમજાહમાં જ જીવવું, તે સિવાય નહિ. મૃત્યુનો વિચાર સરખો ન કરવો, કેમ કે ગમે તેટલી વિમાસણ છતાં એ આપણને છોડે તેમ નથી. મરણ સાથે મરેલાને જેમ પછીથી સંબંધ નથી, કારણ કે મયી બાદ તેને કશી લાગણી થનાર નથી, તેમ મરણ સાથે જીવતાને પણ નિસબત ન હોવી ઘટે, કેમ કે પોતે જીવે છે એટલું જ એને માટે તો બસ છે. આથી, પહેલાં કહ્યું તેમ જીવનને એ છે ત્યાં સુધી ખૂબ સુખચેનમાં રાખવું, ઇન્દ્રિયોને મનમાન્યા લાડ લડાવવાં,

અને જરૂર પડે તો ઋણ કરીને પણ, શરીરમાં શ્વાસ છે ત્યાં લગી, ઘી પીપીને તેને પરિપુષ્ટ બનાવવું. આમ કહેવાનું કારણ એ છે કે દેહ એક વાર બળીને ખાખ થયા પછી એ ક્યાંથી પાછો આવવાનો છે? નથી આવવાનો. તો જ્યાં લગી તેનું અસ્તિત્વ છે, ત્યાં લગી તેને વગર-અટક્યે અને વગરચિંતાએ સર્વ નાનીમોટી રીતો વડે કરીને, સદાસર્વદા બહલાવ્યા કરવો એ જ મનુષ્યમાત્રનો ઉચ્ચતમ ધર્મ છે."

પળેક થોભીને પછી:

"કોઇ કદાચ શંકા કરે કે સુખની શોધમાં જતાં પણ દુઃખ કોઇ વાર આવી પડે, જેમ કે પરસ્ત્રીને આલિંગન કરવાથી કારાગૃહ સેવવાનો વખત કોઇ વાર આવે, તો તેનો ઉપાય શો બતાવો છો? તેનો ઉત્તર એ છે કે, સુખ દુઃખમિશ્રિત છે માટે તે પુરુષાર્થ જ નથી એમ ન માનવું. પાછળથી આવનાર દુઃખ તો અવર્જનીય છે જ, તો પછી એની પીડામાં અગાઉથી પડ્યા વિના સહજ મળી જતા સુખને ન ભોગવવું, એ દેહધર્મની દૃષ્ટિએ ન્યાયયુક્ત નથી. પ્રસ્તુત વિધાનોનાં ઉદાહરણ આ પ્રમાણે, કે જેમ કોઇ મત્સ્યાર્થી કંટક સહિત તથા કોટલાં સહિત મત્સ્યનું ગ્રહણ

કરે છે, ને તેમાંથી લેવા જેટલું લઇને નિવૃત્ત થાય છે,–તેમ જ, ધાન્યાર્થી પરાળ સહિત ધાન્ય લે છે, તેમાંથી જેટલું લેવા જેવું હોય તેટલું લઈ બંધ પડે છે; માટે દુઃખના ભયથી, વૃત્તિને અનુકૂળ લાગતું સુખ તજવું ઉચિત નથી. હરણ ખાઇ જાય માટે ડાંગર જ ન વાવવી, અથવા ભિક્ષુકો માગવા આવે માટે ચુલા ઉપર તપેલાં ન ચઢાવવાં, એમ કરવું યોગ્ય નથી. જો કોઇ બીકણ દૃષ્ટસુખને તજે, તો તે પશુવત્ મૂર્ખ ગણાય. અને–"પુરુષોએ વિષયસંગથી ઉત્પન્ન થએલાં સુખનો ત્યાગ કરવો, કારણ કે તે દુઃખ-મિશ્રિત છે" એવું જે પંડિતંમન્યો કેટલીક વાર કહે છે, તે પણ મૌર્ખ્યથી ભરેલું છે. કયો હિતાર્થી પુરુષ, સુંદર શ્વેત ચોખાના કણથી યુક્ત એવી ડાંગરને, તે છોડાંવાળી છે એમ કહીને, ફેંકી દેશે ?"

પ્રવચન પૂરું થયું એટલે બૃહસ્પતિઋષિએ એકી-ટશે શિષ્ય સામે જોયું. એ સ્તબ્ધ હતો. ઘેરાતા અંધકારમાં એ પાષાણની મૂર્તિવત્ દેખાતો હતો. ઊતરતી શરદની–આજ કાળી ચૌદશ હતી–મીઠી વાયુલહરીનો પણ જાણે તેને સ્પર્શ થતો ન-હોતો. ... ... ગુરુ તેને જોઈ રહ્યા.

ઘડીક રહીને શિષ્યની આશ્ચર્યસમાધિ ઊતરી ત્યારે એ આસ્તે રહીને ઊભો થયો, પળવાર હરખઘેલી, ઘેનભરી આંખે ગુરુને નીરખી રહ્યો, અને પછી એમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. એ પ્રણામદશામાં શિષ્ય તો થોડાક રામાવતારો લગી એમ ને એમ રહ્યો હોત, કેમ કે પોતાના હર્ષોન્માદ પર જ તેને એટલું વહાલ છૂટયું હતું, તેમાં જ એવી પરમ મુક્તિ તે અનુભવતો હતો, કે બીજા કશાની તેને હવે પરવા ન હતી. પણ ગુરુ જાણતા હતા કે એને કપાળે જુદું નસીબ કોતરાઈ ચૂક્યું છે, એટલે એમણે ઓટલી પરથી ઊતરી શિષ્યને પ્રેમપૂર્વક બેઠો કર્યો, અને પાછા પોતાને આસને ગોઠવાયા. અશ્રુની ધારા થોડીક વારે મંદ પડી ત્યારે, હવે નૂતન જ્ઞાન વડે કરીને પહેલાં કરતાં અનેકધા વધારે માનસવૈભવશાળી એવા શિષ્યે સગદ્‌ગદ્ આ પ્રમાણે વચનો ઉચ્ચાર્યાં:

"ગુરુવર્ય! ઋષિસત્તમ! આપે મારા પર અનિર્વચનીય અનુગ્રહ કર્યો છે. અથવા, મારા પર જ શા માટે? આપનો આ અનન્યસાધારણ સંદેશ તો બહુ પ્રાણીઓના અનુગ્રહને અર્થે આ જગત પર અવતર્યો, એમ મારી પામર મતિને

સૂઝે છે. તો હે જ્ઞાનનિધિ! ભલભલા તપેશ્વરીઓને પણ યુગો ને યુગો સુધી મથતાં છતાં ન મળે તેવું આ નવીન અને મહાન સત્ય આખીએ પૃથ્વી પર પ્રસારવા માટે નીકળવાની આ પ્રાર્થના( અહીં લળીલળીને નમતો )નો આપ અંગીકાર કરો.”

ગુરુઃ “હે શિષ્યોમાં શ્રેષ્ઠ! તારું કહેવું ખરું છે. આ તત્ત્વજ્ઞાનને આપણે અદેખા વેદધર્મીઓની જેમ ગુપ્ત રાખવું કે અમુક જ વર્ણોને ત્રિકાલ માટે તેના અધિકારી ઠરાવી મૂકવા, એવું કશું મારા મનમાં નથી પણ હું તો હવે અતિવૃદ્ધ થયો. જીવીજીવીને કેટલુંક જીવીશ ? માટે મારી વાત જવા દે.”

આ સાંભળીને શિષ્યને ઘણો શોક થયો. તેને અભિજ્ઞાન થયું કે આખરે તો ગુરુશ્રી પણ મર્ત્ય છે. જીવનની તત્ત્વવિદ્યા આટલી બધી વિચારી છતાં જરામરણને ખાળવા તો તેઓ અસમર્થ છે. તેણે અવનત મુખે મૌન ધારવું જ ઉચિત ગણ્યું.

આ તરફ ગુરુ બૃહસ્પતિ જુદા વિચાર કરતા હતા. મરણ તો આવે ત્યારે; ને જરાનાં પ્રગટ ચિન્હો તો એમના દેહ કે મુખ પર બહુ

થોડાં હતાં. એમને ખરી ચિંતા તો એ હતી કે ચાલુ સમયના વાતાવરણમાં પોતે આ નવો મત પ્રસારવા બહાર પડવું એ સહીસલામત હતું નહિ. ઉત્તરાખંડનાં માત્ર બેત્રણ નગરોમાં જ નવી ભાવનાનાં વ્યાખ્યાનો જેવાં અપાશે તેવા જ વૈદિક ધર્મના અનુયાયીઓ વ્યાખ્યાતાને પકડીને આર્ય પ્રજાની એક પુરાણી પ્રથાનો ઉદ્ધાર કરતા એવા, એ વ્યાખ્યાતાને મનુષ્યમેધયજ્ઞ માટે ચોક્કસ ખપમાં લઇ લેશે એવી તેમને ખાતરી હતી. પણ આ બધું મનમાં જ છુપાવી તેમણે ખિન્ન શિષ્યને સંબોધ્યો.

"વત્સ, ગ્લાનિ પામવાનું કારણ નથી. મારું તો મેં કહ્યું તેવું છે, પણ હું જોઇ શકું છું કે તારી મારા પ્રત્યેની ભક્તિ અને શ્રદ્ધાનો પાર નથી; તેથી હે શિષ્યશ્રેષ્ઠ ! મારું તને આજથી વરદાન છે ( અહીં શિષ્યનું મસ્તક આદરથી નમ્યું ) કે આ બાર્હસ્પત્ય મતનો તું આદ્ય મહન્ત આખી ભરતભૂમિને વિશે ગણાઇશ. કેટલાક તને એનો આદ્ય દ્રષ્ટા પણ લેખશે. કેમ કે ભવિષ્યમાં કાળચક્ર આ ભૂમિ પર કોઈ એવી રીતે ફરનાર છે કે ઘણા મહાન ઋષિઓની જેમ હું પણ ભુલાઈ જઇશ. એ વેળા કોઇ તો વળી એવી શંકા પણ ઉઠાવશે કે દેવોના ગુરુ

જે બૃહસ્પતિ તેનું નામમાત્ર જ, એ નામને આવા મત સાથે જોડીને વૈદિક દેવાદિનું હાસ્ય કરવા માટે તેં વાપર્યું છે, અને તારા કલ્પિત ગુરુ બૃહસ્પતિનાં વચનોનાં પ્રમાણ મતના અનુમોદનરૂપે આપ્યાં છે. એ તો બધું ઠીક, પણ તારે એ વાતની દુગ્ધામાં પડ્યા વિના આપણા મતને બેધડક પ્રસારવો. આ તત્ત્વજ્ઞાનના હજુ કેટલાક નવા વિચાર તને સ્ફુરશે. એ સર્વ પરથી તું અગણિત ગ્રંથો બાંધીશ. ગ્રંથો તો કાળબળે કરીને જગતમાંથી લુપ્ત થશે પણ એ જ્ઞાન તેમ જ એમાંથી નિષ્પન્ન થતા અનુભવો લુપ્ત થનાર નથી. એથી ઊલટું, આવતા શતકો દરમિયાન આ દેશમાં આપણો મત–મતરૂપે નહિ પણ અખંડ જીવનક્રમરૂપે–આ પ્રજામાં કોઇ ને કોઇ રૂપે બહુ વ્યાપક થવાનો છે એ હું જાણું છું."

શિષ્યનો સર્વ શોક પોતાનું આવું ઊજળું ભાવિ સાંભળીને નાશ પામ્યો. તેની કલ્પનાએ વિંધ્યાચળ પર વિહરતી પોતાને અનુભવીને, પર્વતની ઉત્તરદક્ષિણ બેઉ બાજુએ યોજનો સુધી બાર્હસ્પત્યોનાં જૂથ ને જૂથ આહારવિહારમાં ગુલતાન થએલ દીઠાં. ત્યાં ગુરુ બોલ્યા:

"હવે છેલ્લી એક બે વાત ટૂંકામાં કહી

લઉં, કેમ કે ભોજનસમય ક્યારનો વીતી ગયો છે. પહેલું તો તારૂં નવું નામકરણ. જૂનું નામ આજથી તારે ખંખેરી નાખવું. તારૂં નવું લાક્ષણિક નામ ચાર્વાક પાડીએ છીએ, કેમ કે ચર્વ્ કહેતાં ચાવવું, એમાં જ આપણા સર્વસ્વનો સમાવેશ છે: અન્નને ચાવવું, એનાથી દેહને પુષ્ટ અને ઇન્દ્રિયોને સુવિકસિત રાખવી, ને એ રીતે દેહનાં સકળ સુખોને હસ્તામલકવત્ કરી લેવાં—એ જ આપણા તત્ત્વદર્શનનું મૂળ છે. ખરૂં કે નહિ ?"

શિષ્ય: "એમ જ છે, મહારાજ."

ગુરુ: "ત્યારે, ચાર્વાક ! તેં પ્રચારેલી ભાવનાનું સામ્રાજ્ય આખી પૃથ્વી પર, વિશેષે કરીને આ આર્યભૂમિમાં, કાળના અંત લગી અવિચળ તપશે. અને સૌથી મોટી ખૂબી તો એ છે કે મોટમોટા ઉપદેષ્ટાઓ ફરીફરીને આ દેશમાં પાકશે, આપણા સ્થૂલવાદનો ફરીફરીને ઘોર વિરોધ કરશે, તે છતાં, એવાઓની અસર થોડા લોકોમાં ફેલાશે, થોડો જ વખત ફેલાશે,—અને જ્યારે એ ચિરકાળ ઘણા લોકમાં ફેલાયલી દેખાશે ત્યારે પણ, આ પ્રજાનું જીવન તો ચાર્વાકદર્શનને જ તદ્દન અજાણ્યે પણ અનુસરતું રહેશે. વધારે લાંબા સમયની વાત તો શીદ કરવી પણ આવતાં ત્રણચાર હજાર વર્ષમાં જ

દેશના હાથફેરા ઘણા થશે. હજી કેટલાક શતક આર્ય રાજાઓ થશે. ત્યાર બાદ, પહેલાં વાયવ્યમાંથી, જ્યાંથી આર્યો પ્રથમ આવ્યા ત્યાંથી જ, કાળયવનો આવશે. પછી કેટલાક શતક વીત્યે સમુદ્રપારથી ગૌરયવનો આવશે, ને તેઓ નવીનવી વિદ્યાઓ આપણા વંશજોને ભણાવશે. વિશેષે કરીને તો, એ વારામાં જ આપણને પૂર્ણ વિકાસનો ધન્ય પ્રસંગ મળશે. નિઃશંક, વચ્ચે પણ ઘણા પ્રસંગો આવશે: ધર્મોમાં સડા પેસશે, સમાજમાં જડતા જાગશે, જ્ઞાનસેવન ઘરેડઘેલું થશે, રાજાઓ જુલમી ને પ્રજા કાયર બનશે. એ હરેક સમયે, હરેક સંજોગમાં ધર્મ કે સમાજને નામે, જ્ઞાન કે રાજ્યશાસનને નામે, એવું ઘણું ઘણું બનશે જેમાં સ્થૂલતાનો જ વિજય થાય,—અને તે આ વૈદિકોની કહેવાતી સૂક્ષ્મ ભાવના સિદ્ધ કરવાને બહાને........

"પણ ગૌરવર્ણા યવનોના સંસ્કારની તો બલિહારી જ. તેઓ આર્ય દેશની સંસ્કૃતિને જે નવો ઝોક આપશે, તેની આગળ આખી જૂની સંસ્કૃતિ ઝાંખી દેખાવા લાગશે. ધીમે ધીમે પરાઇ સંસ્કૃતિનાં પૂર એવી તો દૃઢ ગતિથી ચઢતાં જશે, કે જૂની વિચારસૃષ્ટિ એ પ્રલયમાં તણાઈ જઇને નવી સૃષ્ટિ ચાર્વાકમતાનુસારની

ઘડવાની ઘણી જ સુગમતા થશે. એ સમયે પ્રજામાં બે મોટાં તડ પડશેઃ પ્રાચીનો ને નવીનો. એમાં જે પ્રાચીનો હશે તે, ગૌરાએ આણેલ સંસ્કારના સ્થૂલ લાભો બધા લેશે અને તે છતાં, પોતાનું અસલ સૂક્ષ્મ ધર્મજ્ઞાન અને પ્રાચીનપણું સુરક્ષિત છે એમ માનશે. હકીકત તરીકે, એ પ્રાચીનતામાંએ અગાધ સ્થૂલતા મધ્યકાલમાં પેઠેલી હશે, પણ એ જોવાની એમને સૂઝ જ નહિ રહે. હવે જે નવીનો કહ્યા, તેઓ ઘણાખરા ઉઘાડેછોગ બુદ્ધિવાદી પ્રત્યક્ષ પ્રમાણને જ માનનારા, ભોગવશ અને વિલાસી જીવન જીવતા હોવાને લીધે, પેલાઓ કરતાં વધારે પ્રામાણિક ચાર્વાકપંથીઓ બની શકશે."

અહીં વક્તા સહેજ થાક ખાવા થોભ્યા એટલે, મહત્ત્વાકાંક્ષાનો ઝંઝાવાત જેના હૃદયને હિલોળે ચઢાવી રહ્યો છે એવો એમનો શ્રોતા બોલ્યોઃ

"એનો અર્થ તો એ જ, મહારાજ, કે અન્ય સર્વ પંથો ને ધર્મો જડમૂળથી ઊખડવાના."

ગુરુઃ "એ તો જેવાં સ્થિતિસંજોગ. મેં કહ્યું તેવા વાતાવરણમાં જો કોઇ મહાન ચાર્વાકી પાકે તો પ્રગટપણે સર્વત્ર ચાર્વાકમતનો દિગ્વિ-

જય થવાનો, એમાં સંદેહ નહિ."

શિષ્યઃ (ધડકતે હૈયે) "નહિ તો ?"

ગુરુઃ "નહિ તો આ ઉપનિષદવાળાઓનો માર્ગ મોકળો રહેશે. આપણું કોઈ નહિ સાંભળે એમ તો નહિ, કેમ કે ચાર્વાકમતને મનુષ્ય-સ્વભાવ સાથે એવું અતલગતું સગપણ છે કે આપણો સંપૂર્ણ પરાભવ તો કદી કોઈથી શક્ય જ નથી. પણ અદ્વૈતવાળાઓ જેટલા વધુ ફાવે તેટલું તો આપણે સોસવું રહે જ. ને એમના મતની મોહની તો, ગમે તેમ તો યે, અજબ છે. એક વખતે હું પણ–"

ધડાક્‌ ! ! ... ...

ચાર્વાક ધરતી પર ઢળી બેશુદ્ધ થવાથી બૃહસ્પતિજી સસંભ્રમ આસન છોડી, તેની શુશ્રૂષામાં રોકાય છે. વદ ચૌદશની મધ્યરાત્રિના અંધકારમાં કોઈ બિનકુદરતી સણસણાટ આછોઘેરો સંભળાય છે.

દૂરથી આવી વાતાવરણને ભરી દેતો, ઘૂવડનો શબ્દ ગંગાતટની મધુર રમણીયતાને પણ એ સમયે અકારી ને બિહામણી બનાવી મૂકે છે.

અમર પ્રેયસી ! અમારાં તને અહર્નિશ સહસ્રાવધિ વંદન હો. કલ્પના ત્રણે લોક ફરીફરીને અંતે તારાં જ ચરણમાં વિરમે છે; તું સમું પ્રીતિનું ભાજન, સ્તુતિનું પાત્ર અને પૂજાનું અધિકારી આ વિશ્વમાં બીજું કોણ હોય ?

સૃષ્ટિતત્ત્વોની ક્રૂર તેટલી જ કોમળ લીલાઓ પર નેત્ર ફેરવીફેરવીને પણ મંત્રદ્રષ્ટા મૂંઝવણમાં જ શા માટે રહ્યો ? શા માટે તેણે "કસ્મૈ દેવાય હવિષા વિધેમ ?" એવો પ્રશ્ન પૂછ્યો, એ સમજવું ઘણું મુશ્કેલ છે. તારા અસ્તિત્વની એમને પૂરીપાધરી જાણ નહોતી ? કદાચ નહિ હોય; નહિ તો તો, હવિ વડે કરીને દેવીરૂપ એવી એકમાત્ર સર્વોત્તમ દેવની-તારી જ-પૂજા કરવી ઇષ્ટ છે એ તેને તુરત જ સૂઝયું હોત, ને પેલો નિરર્થક પ્રશ્ન એ સૂક્તને અંતે ન પુછાયો હોત.

પણ તું દેવી છે કે માનવી ? આનો જવાબ કોણ આપે ? શું આપે ? કશુંએ બરાબર સમજાતું હોય તો જવાબ આપવો શક્ય અને સહેલો હોય ને ?

ક્યારેક તું દેવી લાગે છે.

જ્યારે તું અમારાં સદ્ભાગ્યની વિધાતા બને છે ત્યારે તું અમને દેવીને રૂપે દર્શન દે છે. અમે ' નવે દારપરિગ્રહે 'ની ધન્ય મૂર્છામાં ભર્યા જગને ભૂલીએ છીએ; અમને કોઈ વાર પ્રિયજનનો અણધાર્યો મેળાપ થાય છે અને એ પળે હર્ષના ફુવારા દિલમાં ફૂટે છે; કોઇ વાર સારૂં સેવાકાર્ય અમારે હાથે થાય છે અને સેવાપાત્રને સુખી જોઇ અમે પણ સંતોષ અનુભવીએ છીએ. કુદરતનાં ભવ્ય કુમળાં કે સાદાં પણ દશ્યોનો અખૂટ રસ ધાવતા આત્માને પોષીએ છીએ; વળી કદીક, વેપારમાં મોટો લાભ થાય છે, ઉપરી–અધિકારી પગાર વધાર્યાની ખબર આપે છે, જેના શેર અમને વળગાડાયો હોય તે કંપની ડિવિડંડનો મોટા જેવો લૂમખો મોં આગળ ધરે છે; કે પછી સટ્ટાબજારમાં ખીસું તર કરી, હસવું માય સમાય નહિ એવે ચહેરે અમે ઘેર આવી ગૃહિણીને ગૂંચવાડામાં નાંખીએ છીએ અને ક્યારેક પુત્રજન્મના કે સ્વજન જીવલેણ બિમારીમાંથી બચ્યાના સમાચાર

અમર પ્રેયસી ! અમારાં તને અહર્નિશ સહસ્રાવધિ વંદન હો. કલ્પના ત્રણે લોક ફરીફરીને અંતે તારાં જ ચરણમાં વિરમે છે; તું સમું પ્રીતિનું ભાજન, સ્તુતિનું પાત્ર અને પૂજાનું અધિકારી આ વિશ્વમાં બીજું કોણ હોય ?

સૃષ્ટિતત્ત્વોની ક્રૂર તેટલી જ કોમળ લીલાઓ પર નેત્ર ફેરવીફેરવીને પણ મંત્રદ્રષ્ટા મૂંઝવણમાં જ શા માટે રહ્યો ? શા માટે તેણે "કસ્મૈ દેવાય હવિષા વિધેમ ?" એવો પ્રશ્ન પૂછ્યો, એ સમજવું ઘણું મુશ્કેલ છે. તારા અસ્તિત્વની એમને પૂરીપાધરી જાણ નહોતી ? કદાચ નહિ હોય; નહિ તો તો, હવિ વડે કરીને દેવીરૂપ એવી એકમાત્ર સર્વોત્તમ દેવની–તારી જ–પૂજા કરવી ઇષ્ટ છે એ તેને તુરત જ સૂઝયું હોત, ને પેલો નિરર્થક પ્રશ્ન એ સૂક્તને અંતે ન પૂછાયો હોત.

પણ તું દેવી છે કે માનવી ? આનો જવાબ કોણ આપે ? શું આપે ? કશું એ બરાબર સમજાતું હોય તો જવાબ આપવો શક્ય અને સહેલો હોય ને ?

ક્યારેક તું દેવી લાગે છે.

જ્યારે તું અમારાં સદ્‌ભાગ્યની વિધાતા બને છે ત્યારે તું અમને દેવીને રૂપે દર્શન દે છે. અમે 'નવે દારપરિગ્રહે'ની ધન્ય મૂર્છામાં ભર્યા જગતને ભૂલીએ છીએ; અમને કોઈ વાર પ્રિયજનનો અણધાર્યો મેળાપ થાય છે અને એ પળે હર્ષના ફુવારા દિલમાં ફૂટે છે; કોઇ વાર સારૂં સેવાકાર્ય અમારે હાથે થાય છે અને સેવાપાત્રને સુખી જોઇ અમે પણ સંતોષ અનુભવીએ છીએ. કુદરતનાં ભવ્ય કુમળાં કે સાદાં પણ દશ્યોનો અખૂટ રસ ધાવતા આત્માને પોષીએ છીએ; વળી કદીક, વેપારમાં મોટો લાભ થાય છે, ઉપરી–અધિકારી પગાર વધાર્યાની ખબર આપે છે, જેના શેર અમને વળગાડાયો હોય તે કંપની ડિવિડંડનો મોટો જેવો લૂમખો મોં આગળ ધરે છે; કે પછી સટ્ટાબજારમાં ખીસું તર કરી, હસવું માય સમાય નહિ એવે ચહેરે અમે ઘેર આવી ગૃહિણીને ગૂંચવાડામાં નાંખીએ છીએ અને ક્યારેક પુત્રજન્મના કે સ્વજન જીવલેણ બિમારીમાંથી બચ્યાના સમાચાર

મળે છે: આ દરેક બનાવની પળે, ઓ માયા! તું અમારી પરમ શક્તિશાળી, સૌભાગ્યદાતા ઈષ્ટ દેવતા હોય છે.

પણ બીજા પ્રસંગોમાં તું પ્રેમના મહાનદ સમી માનવી લાગે છે. દેવીનો પ્રભાવ નહિ માનવની અસંખ્યરંગી શુભાશુભતા, મહત્તા, તેમ જ વિલક્ષણતા ધારવી એવે સમે તને ગમતી હોય છે.

'માતા એ તારૂં પહેલું સ્વરૂપ. એ સ્વરૂપે અમારે ખાતર જાત ઘસી નાંખતાં તને વિચાર નથી થતો; દુઃખ ને સુખ તારે મન પર્યાય છે. ઘણીએ વાર, કૃતઘ્ન સંતાનોના મૂંગા માર ખમતી છતી, તું એ જ સંતાનોનું હિત વગરકરિયાદે મન, વચન ને કર્મ વડે કરીને સાધતી જ હોય છે. માતા! તું પૂજાથી તો તુષ્ટમાન થાય છે જ, પણ ઉપેક્ષાને પચાવી નાંખનારી પણ એક તું જ. ને કર્મ ફૂટયે જો વિડંબના તારે ભાગે આવી, તો સજળ નયને પણ એને ય વધાવવાની જે કળા, એ પણ તારી જ. માની માયા આમ સારી યે આલમને ઉપભોગતાં નીભાવતાં ને સહી લેતાં કદી ઓછી ઉતરતી નથી.

બીજું સ્વરૂપ બહેન તરીકેનું. મોટી બહેન

તરીકે તારે વહાલ વર્ષાવવાનું; તે નાની તરીકે વહાલ ઉપરાંત કાં તો તોફાન કરવાનું, નહિ તો તાબેદારી ઉઠાવવાની. આમાં યે, જો ઘણી બહેનો હોય, તો તેનાં વહાલ ને તોફાનમાં રાતદહાડો મીઠાશભર ગુંગળાવાની શક્તિ અમારે કેળવવાની; ને ઘણા ભાઇઓ વચ્ચે એક જ બહેન હોય ,તો –તો પછી મણા જ શી રહે ? તો, તને હરહંમેશ મોંઘી ગણવી, અમારાથી મોટી હોય તો પણ ભોળા હૃદયની તને નાની બાળક જ ગણતા રહેવું, ભૂલેચૂકે પણ તને તલમાં તસુ તો શું, દોરાવર કે એક વાળવાર પણ ઓછું ન પડવા દેવું, તારા વિશાળ મનના સઘળા લાભો ઉઠાવવા, ને કદી એ સાંકડું થાય ત્યારે એ દશા પણ ખમી ખાવી : આવાં અનેક તરેહનાં કર્તવ્યો બજાવી અમારે અમારા મોક્ષનો માર્ગ સરલ કરવાનો હોય છે.

ત્રીજું સ્વરૂપ એટલે સહધર્મચારિણી. અમારી સાથે રહીને ધર્મચાર કરવાની તારી રીતો બે છે : એક અમને નાના પ્રકારે રીઝવવાની, બીજી સર્વ પ્રકારે ખીજવવાની. ને માયા તરીકેના તારા સ્વભાવનો અહીં તો પૂરો સાક્ષાત્કાર થાય, એમાં નવાઇ શી ? દુનિયામાં બધે જ માયાનું એક મોટું લક્ષણ એ કે ક્યારે હરખ ને ક્યારે

શોક થશે, તેની ખબર જ ન પડે. પત્નીના રોષ અને સંતોષનું પણ એવું જ છે. એ ક્યારે કયા મિજાજમાં હશે–હાસ્યથી પલાળશે કે ભ્રૂભંગથી પ્રજાળશે–તેનો હિસાબ કોઇ કાઢી શક્યું નથી ને શકનાર પણ નથી. આ બધું છતાં, ઘણુંખરું, તારાં ચંડીસ્વરૂપો કરતાં લક્ષ્મી-સ્વરૂપો સંખ્યામાં વધારે હોય છે, એ પણ સ્વીકારવું જોઇએ. વિરલ દુર્ભાગીની વાત બાજુએ મૂકીએ તો, તારું લક્ષ્મીસ્વરૂપ જ જગતમાં વધારે વ્યાપક છે. એ સ્વરૂપે તેં અમારી જે જે બરદાસ ઉઠાવી છે, અમારે ખાતર મૂંગે મોંએ જે સ્વાર્પણો કર્યાં છે ને સંકટો વેઠ્યાં છે, તેની ગુણ-ગીતા શેષનાગની સહસ્ર જિહ્‌વાઓ પણ શી રીતે ગાઇ શકવાની હતી?

અને એમ જ, પુત્રી તરીકે કોડીલી, કહ્યાગરી અને સેવાપરાયણ; મિત્ર તરીકે મમતાળુ ને સમદુ:ખી, ક્ષમાવતી ને સાચી નિષ્ઠાથી સાથ કરનાર: સેવિકા તરીકે અજબ આપભોગી, સ્થૂલ જીવનના સર્વ રસોને સૂકવી, ઘોળીને પી જનાર હૈયાની જેટલી કૂણી તેટલી જ શરીરની ખડતલ ખેપરવા, સંયમશીલ: આમ બહુ બહુ સ્વરૂપે તારાં બહુ વાર દર્શન કરી અમે પાવન થયા છીએ.

તારી સર્વે ય અનિર્વાચ્ય વિભૂતિઓનો વિચાર કરતાં મસ્તક ફરીફરીને ભાવભીની આંખે નમે છે.

અને, અહો બહુસ્વરૂપિણી મહામાયે! વારંવાર તું દાનવીનો અવતાર ધરીને પણ અમને મોટા કે નાના ત્રાસ યથારુચિ આપે છે, એ વાત પણ છુપાવવી શા કામની?

જ્યારે ઊગતી વયમાં અમને કોઇ કુમાર્ગનો બતાવનાર મળે છે; જ્યારે ચાલતા જમાનાના નયી સુખવાદથી ગુરુજનોનાં તેજ હણાતાં અમે જોઇએ છીએ; જ્યારે અમારા મિત્રો વિનાકારણ છેહ દઇને ઉરનો તારેતાર કાપે છે; જ્યારે વડીલ તુલ્ય શેઠ કે ઉપરી નાહકની બેહદ બેશરમીથી દાંતિયાં કરતો, માણસ મટી જાનવરી લેબાસ ધારણ કરતો દેખાય છે; જ્યારે અમે વૃદ્ધલગ્નની કે વૈધવ્યની લોહી ઉકાળતી કહાણીઓ સાંભળીએ છીએ; જ્યારે પરદેશી સંસ્કારનાં કાચાંપોચાં ફળને ગમે તેમ અમારે ગળે ઉતારી ચિત્તને વ્યાધિગ્રસ્ત બનાવવામાં આવે છે; જ્યારે બેંક ભાંગવાથી કે સટ્ટાબજારનું ચક્કર આણધાર્યો વાંક લેવાથી જિંદગીભરની ખુવારી અમને વરે છે; જ્યારે શહેરોના મજૂરમહોલ્લાઓની ધીકતી

ગંદકી, કે વેશ્યાવાડોની ધીકતી અનીતિના વૃત્તાંત અમને સવારના પહોરમાં જ અમારાં છાપાં રસપૂર્વક પૂરી પાડે છે; જ્યારે અમારા છાપાંવાળા ધર્મ ચૂકી અધર્મના અહ્રીમાનને પાક અહુરમઝદ ગણતા દેખાય છે; જ્યારે મોતનો કાળપંખાળો દૂત ચોરપગલે આવીને અમારાં સ્વજનને ઉઠાવીને, જાણે કે બન્યું જ ન હોય તેમ, જેવો આવ્યો હતો તેવો, વગરસાદે, ચાલતો થાય છે ને અમને દિવસો લગી સાદ કાઢતાં કરી મૂકે છે; અને જ્યારે રેલ, રોગચાળો કે ધરતીકંપ જેવી આફતો જથ્થાબંધ મનુષ્યસંહાર થોડા જ દિવસોમાં (કે કલાકોમાં) સડસડાટ આટોપી લે છે, ત્યારે, ઓ માયાસુંદરી ! તું કેટલી બધી નિષ્ઠુર દાનવી ઠરે છે !

તો – ઓ અમર પ્રેયસી ! તારાં આ ત્રણમાંથી ખરું સ્વરૂપ કોને ગણીએ ? એ તો ત્રણે અનિત્ય છે. હોય એટલી વાર સાચાં, બાકી તો જૂઠાં જ છે એ. તો, કહી દે, વગરવિલંબે કહે, કે સાચાની શોધ ક્યારે ફળશે ? ક્યાં ફળશે ?

પૂર્વે મેકોલે-મન્વંતરના આરંભકાળમાં ગુજરાત દેશને વિશે એક અનન્ય સાધારણ સ્મૃતિ રચાઇ હતી. તેના રચયિતા એક સુધારકૃષિ હતા. એમનાં ઘણાંક કીમતી સૂત્રો નર્મદસંહિતા નામે ગ્રંથમાં સચવાઇ રહેલાં જોવામા આવે છે. ધર્મ-ગ્રંથને પહેલે પાને ગણેશ મહેશ કે સરસ્વતીની સ્તુતિ હોય છે, તેમ આ સુધારાગ્રંથને એ પાને ગ્રંથ-કાર પોતાની ઇષ્ટદેવતા મંડળીની સ્તુતિ કરે છે, તેની યથાયોગ્ય કરવાની પૂજાઅર્ચાનો વિધિ વર્ણવે છે, અને એ વિધિઓને ઉવેખનારાઓની કેવી ખરાબ વલે થાય તેનો પણ કેટલોક સચોટ ખ્યાલ આપણને આપે છે.

પૂર્વોક્ત સંહિતાના મહાન કર્તાએ અજાણતાં જ બ્રહ્માને પદે બિરાજવાનો પ્રયાસ કરેલો, એવું વિશેષ સંશોધન કરતાં માલૂમ પડી આવ્યું છે. હકીકત એમ બની જણાય છે કે, ઇસવી સન પૂર્વેના ત્રણ હજારમા વર્ષમાં જેમ પ્રજાપતિ

બ્રહ્માએ, કલિયુગના જામતા જતા મેલમાં ખૂંચેલા આર્યોને ઉદ્ધારવાનો ધન્ય પ્રયત્ન વેદાદિકની રચના વડે કરેલો (જુઓ આપણા પ્રાન્તના બંગ વિદ્વાન એ. કે. મઝુમદારનો 'હિન્દુ હિસ્ટરી'), તેમ આ નવા પ્રજાપતિએ ઈસવી સને ૧૮૫૧મા વર્ષમાં, મંડળીઓ મેળવ્યા સિવાય આપણી પતિત પ્રજાનો ઉદ્ધાર નથી જ નથી એમ સ્વ-સંહિતાના આદિપૃષ્ઠે જ ઉદ્‌ગાર કર્યો, જેને પરિણામે એ સંહિતાનો પહેલો અધ્યાય નામે 'મંડલી મળવાથી થતા લાભ' લખાયો.

ગયા (સને ૧૯૨૭ના) ચોમાસાની આખરે આપણો પ્રાંત છોડીને હું ગુજરાતના પ્રવાસે ગયો હતો. મારા જવાનું સામાન્ય કારણ તો એ હતું કે મને હિંદમાં ભટકવાનો શોખ છે; પણ વિશેષ કારણે હતું. હું ધંધે નવલકથાકાર છું. મારી એક કથામાં, રેલસંકટ ફેલાય ત્યારે દેશની કેવી દશા થાય છે તે વર્ણવવાનું હતું. મારા સાંભ-ળ્યામાં આવ્યું હતું કે આપણી તરફના ઓરિસા કરતાં વધારે સારી મોટી અને અસરકારક રેલ તાજેતરમાં ગુજરાતમાં આવી હતી. આથી, મારું વર્ણન સવિશેષ તાદૃશ બને એ માટે, છેલ્લા ચોમાસાની ગુજરાતની રેલનાં પરિણામો

જાતે નિહાળવા, તથા તે પરથી મારી કથાની કેટલીક સામગ્રી ઉપજાવવા, હું ગુજરાત ગએલો.

રેલસંકટનું અવલોકન કરી રહ્યા બાદ હું ત્યાંના કેટલાક વિદ્યાસેવકોને (જેમને 'સાહિત્યકો' કહેવાનો અક્કલ-મંદ ચાલ ત્યાં કોઈકે પાડયો છે, તેમને) મળ્યો. એ વખતે વાતવાતમાં મજકુર ઋષિવર નર્મદમહારાજ વિશે મારા જાણવામાં આવ્યું. મને ગુજરાતી પહેલેથી જ થોડું તો આવડતું હતું અને છએક માસના ત્યાંના નિવાસથી વધુ શીખેલો, એટલે પેલી અર્વાચીન સ્મૃતિની એક નકલ પણ અમદાવાદના એક આલેશાન વિદ્યામંદિર નામે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ગ્રંથસંગ્રહાલય-માંથી મેળવી અને કેટલીક વાંચી.

નર્મદસંહિતાનો પહેલો અધ્યાય, મેં ઉપર કહ્યું તેમ, મંડળીઓ વિશે છે. એ ઘણો સુંદર છે. તેમાં મંડળી શબ્દની શ્રમપૂર્વક વ્યાખ્યા બાંધી છે; દૃષ્ટાંતોપૂર્વક સમજાવ્યું છે કે સારી મંડળીઓથી કેટલા અગણિત લાભો થવાની ખાતરી છે; ને છેવટે, નઠારી મંડળીનાં નુકસાન પણ થોડાં ગણાવ્યાં છે. આખો અધ્યાય સંપ

અને ઉદ્યોગ કરવાના ઉપદેશથી ભરેલો છે તથા દેશદાઝથી પ્રજળે છે. મને તો એ વાંચી આપણા પ્રાંત માટે અફસોસ થયો. એની સાથે સરખાવાય એવું કશું જ આપણે ત્યાં નથી એમ હું બેધડક કહી શકું. એ અનન્યસાધારણ કૃતિથી મુગ્ધ બની મેં ફરીફરીને એ વાંચી. મનમાં ને મનમાં નર્મદઋષિને ઘણાઘણા કરીને પ્રણામ કર્યા. એને ઉત્પન્ન કરનાર ગુર્જરદેશની પ્રજા કેટલી બધી સદ્‌ભાગી અને ઇર્ષ્યાજનક, એ વાત પર ઊંડું ચિંતન કર્યું. ગુર્જરોએ પોતાના એ સાંપ્રત સમયના આદ્ય સ્મૃતિકારનાં વચનામૃતોનું પાન કરતે કરતે આજ લગીમાં કેટલી અનન્ય અદ્‌ભુત મંડળીઓ સ્વદેશમાં સ્થાપી હશે, તેની કલ્પના કરવા યત્ન કર્યો. અને જ્યારે, એ સર્વોદયકારિણી મંડળીઓએ ગુર્જરી જનતાને સંસ્કૃતિના કેટલા ઊંચા શિખર પર લઇ જઇને બેસાડી હશે તેનું માનસ-ચિત્ર દોરવા મેં સાભ્રમતીતીરના અનન્તવત્ આકાશ ભણી જોયું, ત્યારે એ પણ જાણે ચિત્રના ચિત્રણ માટે નાનું પડયું અને નીચું લાગ્યું. મને જાણે તમ્મર આવવા લાગ્યાં. મેં એ કાલ્પનિક મંડળીઓ વિશેનો એવો મિથ્યા પ્રયાસ માંડી વાળીને, ગુજરાતની વાસ્તવિક મંડળીઓના કામ-

કાજનો અભ્યાસ આદર્યો. કહેવાની ભાગ્યે જરૂર હોય કે એ અભ્યાસ મેં આપણી બંગ પ્રજાના એક સાચા સપૂતને શોભતા અભિનિવેશથી પાર પાડ્યો. એ પ્રવૃત્તિમાં સ્વાર્થદૃષ્ટિ પણ હતી જ, તેની ના તો કેમ કહેવાય ? નર્મદ સરખા મંડળી-મહર્ષિનો ભવ્ય આદેશ તેના દેશભાઇઓએ કેટલો બધો જીવનમાં ઉતાર્યો હતો એ જાણીને, મારે મારા પતિત પ્રાંતબંધુઓ બંગાળીઓને એ જ પાઠો પઢાવવા, ને અનાયાસે થોડી કીર્તિ પણ કમાઇ લેવી, એવી મારા અંતરની અભિલાષા હતી. એ પૂરી પાડવાની નમ્ર અને વાજબી મહેચ્છાથી પ્રેરાઇને, મારા ગુર્જરમંડળીસંશોધનનાં પરિણામો અહીં નિર્વિકાર ચિત્તે અને બને તેટલી સાદી શૈલીમાં નોંધવા ઉ ુક્ત થાઉં છું. એ દુર્ઘટ કાર્યમાં મને ઉભય બ્રહ્મદેવો સહાય થાઓ.

વિચાર એ કેટલી ગહન વસ્તુ છે ! તેનામાં આપણને વેરમાંથી અવેરમાં અને દ્વૈતમાંથી અદ્વૈતમાં દોરી જવાની અદ્ભુત શક્તિ છે. એ જ ન્યાયે, તે ગુજરાતીઓને વિષયમાંથી અવિષયમાં લઇ જાય છે. તેમની મંડળીઓમાં એ ગુણ ઘણી કાળજીથી ખીલવેલો જોવામાં આવે છે. પોતે જે વિષયને ચર્ચવા ભેગા મળ્યા હોય તેને જ વળગી

રહેવાનું અડીઅલપણું તેઓ કદી બતાવતા નથી. આથી કરીને, ગુજરાતની કોઇ પણ સભા કે મંડળીમાં તમે જાઓ, તો ત્યાં એકવિધતા નહિ અનુભવો; ત્યાંનાં ભાષણો સાંભળવાનો કંટાળો તમને નહિ આવે. હરેક ભાષક વિષય છોડીને અવિષયને ભજવાની કળા એટલી તો સંપૂર્ણપણે સાધી હોય છે કે, તમે એ રીતે વિસ્તરતી એની પ્રતિભાની વ્યાપકતા પર મુગ્ધ થયા વિના રહેશો નહિ. આ અત્યંત લાભદાયક સ્થિતિનું એક જ ઉદાહરણ બસ થશે. ગયે અઠવાડિયે એ લોકો પોતાના પત્રકારત્વનો ઉદય કેમે કર્યો કાં થતો નથી, તેની સહવિમાસણ કરવા સારુ ભેગા મળેલા. એમણે એ માટે જાહેરની પહેલાં અધજાહેર મંડળી એ દિવસે બોલાવેલી. ત્યાં હું પણ ગયો હતો. મારા સરખા ત્રાહિતને એ એકક ખરા આશીર્વાદ સમાન નીવડી, કેમકે પત્રો અને પત્રકારો જેવા હિંદભરના જાણીતા ગવાયલા ને ચુંથાયલા વિષયોને બદલે, સદરહુ મંડળીમાં ગુજરાતની નાતો, પેટાનાતો તથા પેટપેટાનાતો વિશેની કેટલીએ અવનવી માહિતી, જે મને બીજી રીતે કદાચ કદાપિ ન મળી હોત તે, હૃદયમનમાં સંઘરીને હું ઘેર આવ્યો.

તેવે જ એક પ્રસંગે, એ પ્રજાના મંડળી-પ્રેરિત શૌર્યની પણ મને ઝાંખી થઇ હતી. મેં તો તે દિવસે જ જાણ્યું કે ગુજરાતીઓમાં માત્ર ઢીલાપોચા વાણિયાના જ નહિ પણ બહાદુર રાજપૂતના સદ્દગુણો પણ છે. બેશક, ગુજરાતી બચ્ચો મંડળીના મેદાનમાં ધનુષ્યબાણ તરવાર કે રાઇફલ વાપરતો નથી એ ખરી વાત છે; પણ એમ તો, આજનો રાજપૂત પણ આખી જિંદગીમાં ક્યાં ને કેટલી વાર એ શસ્ત્રાસ્ત્રનો સાચો ઉપયોગ કરે છે? અને બીજું: ગુર્જરમંડળી-વીર એવાં હથિયારો વાપરતો નથી એ નામર્દાઇને લીધે નહિ, પણ પોતાના જિહ્વાસ્ત્રમાં તેને વધુ શ્રદ્ધા છે તેને લીધે, એવો મારો નમ્ર મત છે. એ શ્રદ્ધા કુદરતી છે. જરા વિચાર કરો: રાઇફલની તો એક ગોળી મારી, યા તો ધનુષ્યમાંથી એક ઝેરપાયું બાણ છોડ્યું, કે તેનો વિરોધી હમેશ-નો નાશ પામ્યો. એથી ઊલટું, વાગ્બાણોમાં એવી દૈવી શક્તિ છે, કે વિરોધીને તે ધારે તેટલી વાર ઘાયલ કરી શકે છે, ને ભવિષ્યમાં ધારે તેટલી વાર પાછો તેની પર ઘા કરવાનું બને તે માટે તેને જીવતો રાખી શકે છે. આ લાભ જેવો તેવો નથી. ગુજરાતની વહેવારપ્રિય બુદ્ધિને તો આવી વિરોધી જીવોની કરકસર કરવી જ શોભે,

અને એ શોભામાં મહાલતું મેં તેને અનેક સભા-સમિતિઓમાં અને પરિષદોમાં જોયું છે. જોઈને આનંદ પણ ઘણો પામ્યો છું.

શૌર્યની સાથે સાહસકર્મ પણ હોય જ. એમના એક કવિએ, "સાહસકર્મ કર્યો થકી હોય હર્ષનો નાશ" એ સૂત્ર ઉચ્ચારેલ કહેવાય છે. પણ એ વાત તો સત્તરમી સદીની. નવા ગુજરાતને સાહસ વિના પાલવે તેમ નથી અને મંડળીઓ જેટલું સાહસકર્મ બીજું કોઈ ખીલવે તેમ પણ નથી. આ સંબંધમાં, થોડા દિવસ પર મેં જોએલું એક દૃશ્ય જરૂર અહીં ઉલ્લેખવા લાયક છે.

એક મંડળી મળી હતી. તેમાં એક પુખ્ત ઉમરના ગૃહસ્થે અમુક ઠરાવ રજૂ કર્યો. તેણે એ સભા આગળ પૂરો વાંચ્યો ન વાંચ્યો ત્યાં તો, મારાથી આગલી ખુરશીની હારમાંથી, ફડાક કરતો એક ઉત્સાહથી તરવરતો જુવાનિયો ઊભો થઈ ગયો અને ઉદ્‌ગાર્યો "પ્રમુખસાહેબ, મારો એ ઠરાવ સામે વિરોધ છે." પ્રમુખ શાંતિથી કહે કે આ ભાઈનું ભાષણ થઈ રહે, એટલે અહીં પ્લૅટફૉર્મ પર આવીને તમારે કહેવું હોય તે કહેજો. જુવાનિયો પાછો બેઠો ને ભાષણની સાતેક મિનિટ દરમિયાન આઠદસ વાર ખુરશીમાં

સળવળ્યો. અંતે તેને જોઇતો હતો એ અમુલખ અવસર સાંપડ્યો. તેણે કરેલ વિરોધનો મુદ્દો ને એ રજૂ કરવાની રીત, બેઉ નાદાની-અતથી ભરેલાં હતાં તેથી તે નીચે ઊતર્યો ત્યારે અમે બધા હસતા હતા, એમ તો મારે પણ એક-દમ સ્વીકારવું ઘટે છે. પણ એ વસ્તુઓ પર ભાર મૂકવાની મૂર્ખાઇનો અપરાધી મારે ઠરવું નથી. મને તો જુવાનની હિંમત તથા સાહસવૃત્તિ માટે માન થાય છે. તેણે કેટલી કુશળતાથી એ ગુણો ભરી મંડળી વચ્ચે વિકસાવ્યા ? મંડળી જેવું મજેનું સાધન ગુજરાત દેશમાં ન હોત તો એને આવી તક ક્યાંથી મળત ? ને હમણાં ભલે એ નાદાન રહ્યો, પણ મોટપણે તેની આ જ સાહસિકતા તેની પાસે કેટલાં બધાં ગુર્જરોદ્ધારક ધાર્મિક સામાજિક રાજ્યનૈતિક નૈતિક શૈક્ષણિક વાઙ્મયિક કાર્યો કરાવી શકશે ? એ બધા રૂડા પરતાપ મહાદેવી મંડળીના નહિ તો કોના ?

કલાપી નામના એક સ્નેહી ગુજરાતમાં થોડાં વર્ષ પૂર્વે થઇ ગયા. એ હતા તો કવિ, પણ કેટલાક લોકો તેમને સ્નેહી કહેતા જણાય છે. કવિતા કરનારાની એ બે જાતો વચ્ચેનો ભેદ મારાથી બરાબર સમજાયો નથી. પણ કદાચ એમ હશે કે એ દેશમાં આશરે બે મહાભારત

ભરાય એટલી કવિતા કેવળ સ્નેહ વિશે લખાઈ છે, તેથી કવિ એટલે સ્નેહી જ, એમ મનાતું થઈ ગયું હશે. એ તો જે હોય તે, પણ મારે કહેવાનું એ હતું કે કલાપી જેવો રાજા, (એ રાજા પણ હતો ! ગુજરાતમાં શું શું નથી બનતું ? અહીં આપણા પ્રાંતમાં તો એવો એક્કે રાજવી કવિ પાક્યો નથી.) જે કદી કોઇ મંડળીમાં હાજર રહ્યો હોય એ સંભવિત નથી, તેનાથી પણ મંડળીનો મહિમા એક ઠેકાણે અજાણતાં ગવાઇ ગયો છે. મંડળીની ભાવના એ પ્રજામાં એટલી ઓતપ્રોત છે, અરે ત્યાંના વાતાવરણમાં જ આઠે પહોર એટલી ઘૂમતી અને ઘૂંટાતી હોય છે, કે એકાંતમાં બેઠો બેઠો બિચારો કવિ કવિતા લખતો હોય તેમાં પણ એ, પેલાને ખબર સુદ્ધાં ન પડે એવી સૂક્ષ્મતાથી, પેસી ગઇ હોય છે. ... ... મુખ્ય વાતનો ઉપક્ષો ઉપોદ્‌ઘાત લાંબો થઇ ગયો; જરા આડકથા જેવો પણ ખરો; પણ એ તો ઘણાખરા ઉપોદ્‌ઘાતની ખાસિયત જ છે ને ?

"સહન કરવું, એ ય છે એક લ્હાણું," મંદાક્રાંતાની લીટીના આ બે ટુકડા 'કલાપીનો કેકારવ' (કેટલું અર્થસૂચક છે ગ્રંથનું નામ !)માં મળી આવે છે. મૂળે તો એ શબ્દો દુર્ભાગી વિધવાને (તેમાંથી મળે તેવો) દિલાસો દેવા

લખાયલા, પણ મને તો એ મંડળીરહસ્યના એક મોંઘા મંત્ર સમાન લાગે છે. મને ખાતરી છે કે પોતાની નજર સામે વિધવા બહેન ન હોત, તો કલાપીએ એ શબ્દો મંડળીઓના ઊંડા ભેદ સમજાવવા માટે વાપર્યા હોત. અને તેમ વાપરે તેમાં નવાઇ પણ શી? તમે ગુજરાતી મંડળીમાં બેઠા હો, ને વક્તા તમારા કેટલાક મોટા નેતાઓને, નામઠામ દઇને, દાંત કચકચાવીને, બેધડક 'બદમાશો' કહે, વળી, એ નેતાઓ 'બદમાશોનો સંઘ' નામે મંડળી છે એમ સ્ફુટ કરી દે, એ સાંભળી લેવું ને સહન કરવું: આમાં જે અમૂલ્ય લહાવ રહ્યો છે તે ગુજરાતી દિલને જ સમજાય; મહારાષ્ટ્રી કે બંગાળી, હિંદી કાનડી કે તામીલતેલુગુ દિલોની મગદૂર નથી કે સહનશક્તિની આટલી ઊંડી અને વ્યાપક કેળવણી લેવાની હામ તેઓ બીડી શકે.

બીજો એક દાખલો જુદા તથા હળવા પ્રકારનો છે. આપણે અહીંની જેમ ગુજરાતનો ભાષણકર્તા, મંડળી વચ્ચે જે મોંઢે આવ્યું તે ફેંક્યે જાય, એવું નથી બનતું. ઘણી વાર ત્યાં લાંબીલાંબી લખિતવાર વાક્છટાની લહાણ શ્રોતાઓએ લૂંટવાની હોય છે. આપણને તો એ રીતથી તુરત તદ્દન

કંટાળો આવે. પણ ધન્ય છે ગુજરાતીઓને! ગમે તેવાં નીરસ, નપ્રસ્તુત, નટૂંકાં લેખી ભાષણોની ધસારાબંધ વહેતી ધારામાં તેઓ એટલા તો ઉલ્લાસપૂર્વક તણાતા આ આંખે દેખાયા છે, કે એમની એ ઊંડી સહનશક્તિ માટે મને લગભગ પૂજ્યભાવ પેદા થાય છે.

આત્મામાં ઓજસ્ પ્રગટાવનારી આવીઆવી શક્તિઓ જે પ્રજામાં હોય, તેનામાં એકીવેળા અનેક અવધાનો કરવાની શક્તિ પણ હોય એમાં કશું નવાઇ જેવું નથી. એનો વિકાસ મંડળીમાં થાય છે તેવો બીજે જવલ્લેજ થતો હશે. સભા ભરાઈ હોય ને વ્યાખ્યાન ચાલતું હોય, ત્યારે ફક્ત સાંભળ્યા કરવું એ એવો ખરાબ, સાંકડા મનનો, એકલપેટા ચાલ દુનિયાના બીજા ભાગોમાં ચાલે છે, તેનો ભોગ અર્વાચીન ગુજરાતી બન્યો નથી એ ખુશી થવા જેવું છે. તમારે સામાન્ય રીતે સમજી રાખવું કે સભા-સદ્ ગુજરાતી એટલે અનેકાવધાની ગુજરાતી. પોતે સભામાં બેઠો હોય ત્યારે લગભગ એક જ પળે તે ભાષણકર્તાને આંખથી જુએ છે, જમણી ખુરશીવાળાની વાત કાનેથી સાંભળે છે, તેને જીભેથી જવાબ દે છે, ડાબી ખુરશી તરફની સેંટની સુગંધ ધ્રાતો પર-

લખાયલા, પણ મને તો એ મંડળીરહસ્યના એક મોંઘા મંત્ર સમાન લાગે છે. મને ખાતરી છે કે પોતાની નજર સામે વિધવા બ્હેન ન હોત, તો કલાપીએ એ શબ્દો મંડળીઓના ઊંડા ભેદ સમજાવવા માટે વાપર્યાં હોત. અને તેમ વાપરે તેમાં નવાઇ પણ શી? તમે ગુજરાતી મંડળીમાં બેઠા હો, ને વક્તા તમારા કેટલાક મોટા નેતાઓને, નામઠામ દઇને, દાંત કચકચાવીને, બેધડક 'બદમાશો' કહે, વળી, એ નેતાઓ 'બદમાશોનો સંઘ' નામે મંડળી છે એમ સ્ફુટ કરી દે, એ સાંભળી લેવું ને સહન કરવું : આમાં જે અમૂલ્ય લહાવ રહ્યો છે તે ગુજરાતી દિલને જ સમજાય; મહારાષ્ટ્રી કે બંગાળી, હિંદી કાનડી કે તામીલતેલુગુ દિલોની મગદૂર નથી કે સહનશક્તિની આટલી ઊંડી અને વ્યાપક કેળવણી લેવાની હામ તેઓ ભીડી શકે. બીજો એક દાખલો જુદા તથા હળવા પ્રકારનો છે. આપણે અહીંની જેમ ગુજરાતનો ભાપણુકતી, મંડળી વચ્ચે જે મોંઢે આવ્યું તે ફેંકયે જાય, એવું નથી બનતું. ઘણી વાર ત્યાં લાંબીલાંબી લખિતવાર વાક્છટાની લહાણ શ્રોતાઓએ લૂંટવાની હોય છે. આપણને તો એ રીતથી તુરત તદ્દન

ગુજરાતના અનુભવો, ખાસ કરી ઉપલી મારી મંડળીમીમાંસા, સાંભળીને તેઓ મને કહેઃ "પણ વિનોદબાબુ, એમ તો આપણે ત્યાંની મંડળીઓ પણ એવી જ સુલક્ષણી છે ને! એકલા ગુજરાતીઓને તમે શાના એનો જશ આપવા નીકળ્યા છો?" આ દુષ્ટની નહિ તો કોની દૃષ્ટિ? પણ એ વેળા તો સામો ક્રોધ કરવાને બદલે મેં શાંતિથી ઉત્તર દીધોઃ "તમે ભૂલો છો, નિખિલબાબુ. ત્યાંના જેવો મંડળીપ્રચારક મહર્ષિ નર્મદ આપણે ત્યાં પાક્યો નથી તેથી, મંડળીઓને વિકાસક્રમની જે ટોચે માત્ર પોણી સદીમાં ગુર્જરો પહોંચાડી શક્યા, તે અસામાન્ય સિદ્ધિ આપણી આખી સદીની આધુનિક સંસ્કૃતિમાં પણ અશક્ય નીવડી છે." આ સત્ય, મારાં ઘણાંક અપ્રિય પણ અમર થવાને પાત્ર સત્યોની જેમ, ચક્રવર્તીમહાશયથી જીરવાયું નહિ, એટલે ખભા સહેજ ઉલાળીને મોંને જમણે ખૂણેથી કૈં માર્મિક સ્મિત જેવું કરીને તેઓ ઊઠ્યા. મેં પણ બારણા લગી એમને વળાવવા જવાનો વિવેક કરવાનું કોઇ બીજા પ્રસંગ પર મુલતવીને તદ્દન મૂંગે મોંએ એમને જવા દીધા, અને નવલકથાનું રેલસંકટપ્રકરણ વિચારવામાં પ્રવૃત્ત થયો.

તે બધા ય નષ્ટ થાય. આ સાંભળીને હું તો ખૂબ હેરત પામ્યો. ગુજરાતી સપૂત કેટલો વ્યવહારકુશળ છે તેનું થોડું પણ ખરું ભાન મને એ વેળાએ જ થયું.

એનાથી ઊલટા પ્રકારના દાખલા પણ ઘણી વાર બને છે. એક તો મેં જાતે થોડા માસ પર જોએલો. એ વખતે એક ગેરલાયક માણસને ઘણી જ રસબસતી ' રોમાંચક ' ભાષામાં માનપત્ર અપાયલું. આમ કર્યાનો મર્મ એવો હતો કે " એ માણસ મૂરખો છે, થોડો લુચ્ચો પણ છે, લોકસેવાનો નહિ પણ લોકૈષણાનો જ ભૂખ્યો છે, એ તો બધું અમે જાણીએ છીએસ્તો. પણ અમે તેને સંબોધીને આટલાં સ્તુતિગાન એટલા સારુ કર્યાં કે, એ ગાનમાં તેનું જે ગુણવર્ણન હતું તેવો એ ભવિષ્યમાં નીવડવાની પ્રેરણા તેને અમારાં વચનમાંથી મળે. કેટલો પ્રેરક ખુલાસો ! ગુર્જરચાતુરીનો કેટલો સુંદર નમૂનો ! કેટલો ઉત્કૃષ્ટ અને ઉદ્ધારવાંછુ પણ !

× × ×

નિખિલકુમાર ચક્રવર્તી આજે સવારે બેસવા આવ્યા હતા. આમ તો તેઓ મારા પરમ મિત્ર છે, પણ કોઇક વાર એમના જેવામાં પણ દુષ્ટતાનો સંચાર થઇ જાય છે; આજે યે થએલો. મારા

કુદરતની એક નફ્ટાઇ સામે પોતે દોઢ નફ્ટાઇથી મોરચો માંડવો, એ તો તેનો પરમ ધર્મ છે. એ ધર્મ બજાવતાં મરવું બહેતર, પણ દુશ્મનને શરણે જઇ તેના ધર્મમાં વટલવું એ અકીર્તિ તો મરણ કરતાં યે અતિરિક્ત નથી શું? સ્વધર્મમાં નિધન સારું પણ પરધર્મ તો નિરંતર ભયાવહ છે, એ સત્ય આ દેશને ક્યાં નવું શીખવવું પડે તેવું છે? નફ્ટાઈ વિશ્વની આવી મહાશક્તિ છે; તેના વિના કોઇને ચાલતું નથી. વિજ્ઞાનીઓ કહે છે તેમ ઊંઘ્યાખાધા વિના આપણે ભવિષ્યમાં વખતે જીવી શકીએ, તો પણ નફ્ટ થયા વિના તો નથી જ ચાલવાનું, એમ મને લાગે છે. તેથી એની કૌતુકભરી ઉત્પત્તિ વિશેની આખ્યાયિકા, જે લુપ્ત થએલા નફ્ટાઇપુરાણમાં હતી અને શ્રુતપરંપરાથી જળવાઇ રહી છે, તેને અહીં ઊતારવી પ્રસ્તુત છે.

ઘણા પુરાતન સમયમાં, જ્યારે પૃથ્વી છેક બાલ્યાવસ્થામાં હતી ત્યારે, તેના એક ભાગમાં નફ્ટ નામે જાતિનું નિવાસસ્થાન હતું. એ ભૂમિ રસાળ હતી; તેમાં વનસ્પતિનો પાર ન હતો; ધાન્ય તેમાં પુષ્કળ અને ઉત્કૃષ્ટ પાકતું; ઋતુઋતુનાં મધુરગન્ધી ને મિષ્ટ ફૂલફળથી તેની વાડીઓ હરહમેશ લચી રહેતી. ટાઢ ત્યાં માફકસર પડતી,

નફ્ટ થવું એ માણસનો જન્મસિદ્ધ હક્ક છે. માણસમાત્રે જન્મવા સાથે જ એ સિદ્ધિ હાથ કરી લીધી છે. સ્વરાજ્યના જન્મસિદ્ધ હક્કની અને આ હક્કની વચ્ચે મુખ્ય ભેદ એ છે કે, પેલું હજી જીતાવું બાકી છે ને આ તો આદિકાળથી જ જીતાઈ ચૂકેલ છે. પેલું સ્વરાજ્ય રાજકીય છે—એટલે કે ભૌતિક છે, સ્થૂળ છે. પણ નફ્ટાઇની ભોગવટ એટલે તો માનસિક સ્વરાજ્ય. " જેણે મૂકી લાજ, તેણે જીત્યું છે મહારાજ્ય." અસલ કહેવત જરા જુદી છે, પણ આ વધારે સાચી નથી ? તમે એક વાર પોતાને મનોરાજ્યને વિશે અનંત નિરંકુશતાથી વિહરતા અનુભવો, પછી મળે છે તે રાજ્ય વળી નાનું સરખું ક્યારે હોય છે ? ખરું છે કે એ વિહારને તમે કાર્યમાં પલટવા માંડો, વહેવારમાં ઉતારો, ત્યારે તમારી પર કેટલીક અણગમતી મર્યાદાઓ નફ્ટ કુદરત નાંખે છે. પણ કયો સાડીજાયો નફ્ટબચ્ચો એવીતેવી મર્યાદાઓથી કદી પણ હાર્યો છે ?

મૂંઝવણ બની. તેને વિશે તરેહવાર તર્કો જુવાન ફટ-સંશોધકો નવરાશની ઘડીઓમાં કરવા બેસતા. એ બાલપ્રયત્નો જોઇને એમના પ્રજાકીય ઘરડાઓ પોતાની ભરાવદાર મૂછોમાં આછેરું હસતા. એ હસવું પરમ સંતોષનું હતું. તેઓ જાણતા હતા કે જુવાનડાઓ જે સત્યની શોધ માટે આટઆટલું મથે છે, તે પોતાને તો ક્યારનું લાધી ચૂક્યું છે. એમણે એ સત્ય પેલાઓથી છાનું રાખવાની નીચતા પણ નહોતી બતાવી એમની 'થીઅરી' એવી હતી કે ફટોનો જે મૂળપુરુષ, તે પહેલાં તો સ્વર્ગના પરિચારકોમાંનો એક હતો. એક દહાડો તેને હાથે કંઇ ચૂક થઇ, એટલે દેવોએ તેને શિરસ્તા મુજબ શાપ દીધો કે જા પૃથ્વી પર જઇને પડ. તે પડ્યો, પણ મહાપાપી હોવાથી એવા ઘોર નિનાદ સાથે પડ્યો કે તેના પતનથી જે 'ફટ!' અવાજ થયો તે ૧૪માંથી ત્રણ લોકમાં તો બરાબર સંભળાયો. બાકીના અગિયાર લોકમાં તેનો પડઘો પણ પડેલ. આમ ફટ શબ્દથી જેણે પોતાની ઉત્પત્તિની જાહેરાત સકળ બ્રહ્માંડને કરી, તે પુરુષનો જે વંશવેલો ચાલ્યો, તે ફટ-પ્રજાને નામે ઓળખાયો.

જુવાનોને આ બધું માન્ય નહોતું. કોણ જાણે કેમ પણ હમણાંહમણાં નાસ્તિકતાનાં બીજ

વરસાદ બરાબર જરૂર જેટલો જ આવતો, :
પણ સહેવાય તેટલી સમપ્રમાણ પડતી.

આ પ્રકારના ઐહિક નંદનવનમાં ર
ફ્રૂટ–પ્રજા પણ સર્વ વાતે સુખી સંતોષી
આનંદી હતી. એનામાં નહોતો જીવન
ને નહોતો ક્લેશકંકાસ. પુરુષોને એકબી
હિત સાધવા સિવાયની વૃત્તિ કે પ્રવૃત્તિ નહે
સ્ત્રીઓ એકબીજીની જન્મજન્માંતરથી સખ
હોય તેવું વહાલ પળેપળ વર્ષાવતી. ત્યાં
સ્વાતંત્ર્યવાદને સ્થાન નહોતું, તેમ પુરુષદા:
વાદને પણ નહોતું. દાસપણું એ સંસ્કૃતિમાં
ભવી શકે તેમ નહોતું; સ્વાતંત્ર્યના વાદો
વિના, તેની હસ્તી પણ જાણે ન હોય તેમ, સૌ
પૂરતું અને વાજબી સ્વાતંત્ર્ય અહર્નિશ ભોગ
કરતાં. બાળકો પણ નિર્દોષ, નિર્દ્વેષ, અને કલ્લે
ભર હતાં. તે પ્રભુનાં પયગંબર તો હતાં જ,
પ્રભુના અમુક પયગંબરોને વિસરાવે એટલાં હેત
અને નિરભિમાન પણ હતાં.

અધૂરું કોણ નથી ? ખૂબીઓથી ભર
ફ્રૂટ–પ્રજામાં પણ એક નાની અધૂરપ હતી.

એ પ્રજાનું 'ફ્રૂટ' એવું અરસિક નામ
પરથી પડ્યું હશે એ એક કાળે પ્રજાના મો

એમનામાં અંકુરવા લાગ્યાં હતાં. દેવદેવીઓ ને સ્વર્ગ, એ બધું એમના મનથી ફ્ટ ધર્મગુરુઓએ ઊભું કરેલું તૂત હતું. જુવાનોએ પોતાના સ્વતંત્ર શ્રવણમનનનિદિધ્યાસનના બળથી શોધ્યું હતું કે આ પૃથ્વી સ્વયમેવ ઉત્પન્ન થઈ છે. તેનું વય પણ એમણે અમુક લાખ વર્ષોનું નક્કી કરી લીધું હતું. એ અવધિ દરમિયાન પહેલાં જળ, પછી વનસ્પતિ, ને છેવટ પ્રાણીઓ પેદા થયાં. પ્રાણીમાં મહાસર્પો મહાગરોળીઓ ને મહામગરોનો યુગ તે પહેલો; મેસ્ટોડોન નામે રાક્ષસી જાનવરોનો બીજો; મહાવાનરોનો ત્રીજો. આ વાનરજાતિની વૃદ્ધિ થતે થતે એક સમયે એ જાતિમાં, હજી અણશોધાયલા એવા કોઈક કારણે, ફાટ પડી; એટલે એમનો પરિવાર એક શાખામાં વાનરરૂપે ચાલુ રહ્યો, ને બીજી મનુષ્યને-ફ્ટ મનુષ્યને રૂપે આગળ વધી. આમ, ફાટ પડવાથી ઉપજી તે ફ્ટ જાતિ. ફ્હાનો કાળબળે ઘસાઇને ઊડી ગયો, બાકી શરૂઆતમાં એને ફાટ-જાતિ જ કહેતા.

આ અમુલખ શોધની વૃદ્ધોએ હસારત આદરી. ફ્હાનો ઊડવા માટે વ્યુત્પત્તિશાસ્ત્રનો જરા ય આધાર નથી, તેમ જ વાનરથડમાંથી મનુષ્યશાખા થવા માટે સૃષ્ટ્યુત્પત્તિશાસ્ત્રનો

આધાર નથી, એવું તેમણે દેશભરમાં જોરશોરથી કહેવા માંડ્યું.

હવે જુવાનો પાસે એક જ માર્ગ રહ્યો હતો. અને તે સામું પ્રચારકામ ચલાવવાનો. એ પ્રવૃત્તિ તેમણે પણ વેગભર આદરી. પહેલો મતભેદ, મતભેદમાંથી દલીલો, દલીલોમાંથી તીખી ચર્ચા, એવી ચર્ચામાંથી ધમકી, ધમકીમાંથી ગાળો, અને અંતે મારામારીઃ આ સ્વાભાવિક વિશ્વવ્યાપી વિકાસક્રમમાંથી બંને પક્ષો યોગ્ય રીતે, યોગ્ય સમયે, પસાર થઇ ગયા. પરિણામે, 'પૃથ્વીની પહેલી પુત્રી' જે ફ્ટભૂમિ, તે કેટલોક વખત બીજું કુરુક્ષેત્ર બની રહ્યું. યુદ્ધ દરમિયાન વચ્ચે એક વાર એમ લાગતું હતું કે જુવાનોનો જય થશે. પણ બંધા વૃદ્ધોએ એ ખરી અણીને વખતે ખાનગી રીતે એક પડોશની જાતિની કુમક મેળવી. એટલે જુવાનસેનાનો ઘોર સંહાર થયો. તેમના-માંથી માત્ર અગિયાર જીવતા રહ્યા. તેમણે દેશ છોડીને ભાગવું પડ્યું. ભાગીને દૂરના એક નદી-તીરે તેમણે પોતાની વસાહત જમાવી. આ લોકો પુરાણી ને પ્રસિદ્ધ, સુવર્ણયુગી ને સ્વર્ગીય ફ્ટસંસ્કૃતિના દ્રોહી ગણાયા; એટલે વૃદ્ધોવાળા અસલ ફ્ટ પક્ષે તેમને કુદરતી રીતે જ ન-ફ્ટ કહેવા માંડ્યા.

વૃક્ષો થોડાં વર્ષોમાં મરી પરવાર્યાં, એટલે એમની ભૂમિ લગભગ ખાલી પડી. એમના પક્ષના થોડા જીવાનો પણ બે ત્રણ પેઢીમાં ખતમ થઇ ગયા. આથી પૃથ્વીને ભોગવનારા માત્ર નફ્ટો રહ્યા. એમનો વંશવિસ્તાર ઘણો થયો. તેઓ ખંડેખંડમાં પ્રસર્યા; યુગેયુગમાં ઝળક્યા. આજે પણ દુનિયાભરમાં એક પણ દેશ એવો નથી જેમાં નફ્ટોના સ્વભાવસિદ્ધ સંસ્કારના થોડા પણ અણુ ન હોય. એ જાતિ આજે જાતિ તરીકે નામશેષ પણ નથી એ ખરું, પરંતુ નામલોલુપ તેઓ કદી હતા નહિ; તેમને લોભ માત્ર એક વાતનો હતો–નફ્ટપણાનાં સંસ્કારબીજ સૃષ્ટિનાં લગભગ બધાં માણસમાં વાવવાં. તેમનો એ ઉચ્ચ હેતુ પાર પડ્યો છે. એ બીજોનો ફાલ પણ નિરંતર દેશકાલાનુસાર સર્વત્ર ઊતરતો આવ્યો છે. અદ્યાપિ માનવઇતિહાસમાં તેનો દુકાળ પડ્યો સંભળાયો નથી, દુકાળની બીક સુદ્ધાં કદી રાખવી પડી નથી. આ વાત જગતના આદ્ય નફ્ટોની શક્તિ અને દૂરદૃષ્ટિ સાબિત કરવાને બસ છે; ને જ્યારે જ્યારે પાક ઊતર્યો છે, ત્યારે તેના પ્રચાર અને પ્રમાણમાં પણ ચિત્તાકર્ષક વૈવિધ્ય અને સમૃદ્ધિ જોવામાં આવ્યાં છે. તેનો સર્વાંગરસિક પરિચય કરાવવા તો કોઇ મહાનફ્ટની કલમ જ સમર્થ

હોય, એ દેખીતું છે. મારા સરખાએ તો દેવી નફટાઇના પુરાણમાંથી જે કંઈ થોડું સાંભળવામાં આવ્યું છે, તેને આધારે એ વિશ્વવ્યાપિનીનું ઊડતું-જ ઓળખાણ આપીને સંતોષ વાળવો પડે તેવું છે.

દેવીઓને ઘટે તેમ, નફટાઇનું સ્વરૂપ પણ એક અને ચોક્કસ નથી. કોઇ વાર અંબિકા, કોઈ વાર ચંડિકા–આમ તે દર્શન દે છે. સ્વભાવ-સિદ્ધ નફટોની ઇષ્ટદેવી એમને અંબિકા તરીકે અને આપણને ચંડિકા તરીકે દેખાય છે. સંજોગ-વશ નફટોને તેનાં દર્શન ચંડિકારૂપે થાય છે, કેમ કે નફટાઇ એ ભયંકર વસ્તુ છે એમ જાણવા તેઓએ તેને વશવર્તી બનવાનું હોય છે, પણ આપણા જેવા ત્રાહિતો, તેમની કફોડી સ્થિતિ વિચારી સમભાવને લીધે, એમની ઉપાસ્ય દેવીને અંબિકાસ્વરૂપે જ જોઇએ છીએ.

"ઉપરકી તો અચ્છી અચ્છી, ભીતરકી તો રામ જાને." આ ઉક્તિને સાચી પાડનાર, તે પહેલા નંબરના સ્વભાવસિદ્ધ નફટો. દુરાચાર કરવા ને દેવાંશીમાં ખપવુંઃ આ કલા એમને સુસાધ્ય તો છે જ, પણ પરમાનંદ આપનારી યે છે. એવું વર્તન એ જ એમનો પરધર્મ. જગતનો ચલણ પરમેશ્વર એમને કામનો નથી. તેની હસ્તી

તેઓ સ્વીકારતા નથી. પછી તેનાથી ડરવાનો તો પ્રશ્ન જ કેવો ? એ જ રીતે, સમાજને પણ તેઓ એ બદામની કિંમતનો ગણે છે. તેની એટલીએ કિંમત કરે છે, કેમ કે તેમના ધંધાનું ધીકવું એ સમાજને સારે અંશે આભારી છે. પણ એમની સૌથી મોટી શ્રદ્ધા તો આપબળ પર હોય છે. મગજમાં તીક્ષ્ણ બુદ્ધિ ને હૃદયમાં હદ બહારની ધૃષ્ટતા કેળવીને તેઓ એટલી મોજથી અને નચિંતાઈથી એક બાજુ પાંચે મકારોના આરાધનાર, ને બીજી બાજુ દેશ ધર્મ કે નાતના નેતા લેખે, ઉદ્ધારક લેખે પૂજાનાર હોય છે કે, ઉત્તમોત્તમ ને સ્વભાવસિદ્ધ નફ્ફટોની પંક્તિમાં નફ્ફટરાજને પદે એમને આપણે મૂકીએ તેમાં કેવળ ન્યાય છે, ખુશામત નથી.

અકારણે તમારું સખ્ત અપમાન કરે, વ્યંગ્યમાં તમને ઢોર કે મૂરખ કે લુચ્ચા કહી દે, એ બીજા વર્ગનો નફ્ફટ. નફ્ફટપણું આચરવામાં આ ભાઈનો કશો ઉઘાડો સ્વાર્થ નથી હોતો. તમે એનું કૈં બગાડ્યું હોય તો તો તમારું અપમાન કરવાનું એને બહાનું પણ મળ્યું ગણાય. પણ તેમ નથી. તમારે ને એને થોડી ઓળખાણ હોય ને તમે એના કરતાં વધારે રૂપાળા કે સીનાદાર, બુદ્ધિમાન કે પૈસાદાર હો, તો તુરત જ એ

અદેખાઈનો માર્યો તમારું અપમાન તમારે મોઢે જ, વગરકારણે ને વગરપ્રસંગે, કરવાનો હક પોતાને મળી ગએલો માનશે. ને તમે તે એને સામું શું કરી શકો? કશું નહિ. કરવાની જરૂર પણ નથી હોતી. સુખે સૂવું હોય, તો ફરીથી એવાની આડે ન ઊતરવું. એટલું જ કરવાનું છે, ને જે અપમાન તે કરી ચૂક્યો હોય, તે જ્યારે જ્યારે સાંભરે (કેમ કે એ સાંભરવાનું જ –સાંભરે એટલી સફાઈથી, જોરપૂર્વક જ એ કરાયું હોય છે) ત્યારે જરા તેને વિશે હસી લેવું ને તરત આપણે કામે વળગવું. અવળા જગત સામે વિનોદેન્દ્રિય એટલી ખીલવવી કે તેની નફ્ટાઈ આપણા જીવનને પોષક અને આનંદકારી બની જાય.

પાણી પાત્રનો આકાર ધરે એ જેટલું કુદરતી છે, તેટલું જ કુદરતી જેઓને નફ્ટ બનવું એ છે, તેવા નફ્ટોમાં, પૂરી ગંભીરાઈથી વચન આપ્યા પછી તે બેશરમીથી તોડનારનો પણ સમાવેશ થાય; પૈસા માગતી વેળા કાકલુદી કરીને તે ઉછીના લઈ જનાર, ને પછી પાછા ભરવાના અખાડા કરનારનું પણ એમાં જ સ્થાન; ત્રીજો ઉપપ્રકાર તે, પુત્રની માણસાઈને છેદી નાંખી, સ્વગૌરવ ખોઈને તથા ઈશ્વરડરથી અળગા રહીને તેની પર જુલમ વરસાવનાર બાપનો; ચોથો તે પતિને તડાતડ સામા

જવાબ દેનાર પત્નીથી માંડીને, પતિને સર્વ વાતે છેતરનાર કે બેવફા બનનાર પત્નીઓનો; અને છેલ્લો, સમાજનોઃ દેશકાળ પારખવે કમ-અક્કલ ને બેજવાબદાર સમાજનો; પ્રગતિને નિરર્થક રોધનાર બાલિશ સમાજનો; બળવાના એકામ નોતરનાર સમાજનો; બળજબરીથી, આંધળાઈથી નાતવરા કરાવ્યા કરનાર સમાજનો; અસહાય વિધવાઓને સર્વથા પશુ કરતાં પણ નીચી કલ્પી, તેમને દોજખી સીતમની ચક્કીમાં પીસનાર નફ્ટ સમાજનો.

વિચિત્ર વાત છે. પણ સ્વભાવે નમ્ર છતાં સંજોગબળે નફ્ટ થનારાં માણસો પણ કોઇ વાર જોવામાં આવે છે. પેલા નફ્ટો કરતાં આ ઘણી બાબતમાં જુદા પડે, પણ મુખ્ય ફરક તો એ જ હોય છે. સ્વાભાવિક નફ્ટ કઠણ કે છાલકા હૈયાનો માણસ હોય છે, ત્યારે સંજોગી નફ્ટનું હૈયું 'કુમળી કળી સમ સુકુમાર', પાણીપોચું અને ઊંડાણવાળું હોય છે; વળી, એક પોતાની દુર્ગમ વાસનાને પોષવાને નફ્ટાઇથી આચરણ કરતો હોય છે, ત્યારે બીજો તેનું આચરણ (ખરા કે માની લીધેલા) સિદ્ધાંતને ખાતર કરતો હોય છે. હરેક સામાન્ય સિદ્ધાંતભક્તની જેમ આનો પણ વાંક એ કે મનુષ્યસ્વભાવનો અને જગવહેવારનો

તે અભૂઝ હોય છે. પોતાની શક્તિ અમુક વિષય-માં વધારે છે એવું તેને ભાન થાય કે તુર્ત સર્વ વિષયના સર્વાર્થસિદ્ધિકારી વીર તરીકે એ ઝુકાવે છે. સારો નોકર ભલા શેઠ સામે માથું ઊંચકે, ત્યારે આ પ્રકારનું દૃષ્ટાંત મળે છે; એ રીતે, ડાહ્યો પુત્ર વત્સલ પિતાની સામે થાય ત્યારે ને પ્રેમાળ પતિએ પોતે મોંએ ચઢાવેલ પત્ની તોફાને ચઢે ત્યારે પણ.

છેલ્લી ને સૌથી નિર્દોષ નફટાઈ તે સમોવડીઆ જુવાન મિત્રોની. એમના ટોળટપ્પામાં ખરેખરો રંગ જામે, ત્યારે શિષ્ટાચાર ને વિવેકની વાડો ભાંગીને તેમનાં મન ને જીભ સ્વચ્છંદી વાણીવિહાર-માં ગુલતાન બને છે. તેમાં અશ્લીલતા હોવી જોઈએ નહિ એટલો જ વિવેક કરવાનો હોય છે. તેમાં મહાપુરુષો વિશે સાવ નિખાલસ ટીકા હોય છે, તેમ પોતાની નાની નાની નબળાઈઓના એકરાર કે ભવ્ય ભૂલોની ઝાટકણી પણ હોય છે. લઈ શકો તો સર્વમાં પરોક્ષ ઉપદેશ ખૂબ હોય છે. નફટાઈના આ પ્રકારને કોઈ ભાનપૂર્વક ખીલવતું નથી એ તેની ખાસ ખૂબી છે. તેથી જ એ સૌથી ઉપ-યોગી ને અસરકારક હોય છે.

વિષયોને ત્યજવા ને વૈરાગ્યને ભજવો : આવી ધર્મની આજ્ઞા છે. આપણે સૌએ તે પાળવી ઘટે. નહિ પાળીએ તો કેવું પરિણામ આવશે તેની સમજ તો, આપનારે આખું ગરુડપુરાણ ભરીને આપી છે; એટલે, નકામી પુનરુક્તિના દોષમાં નહિ પડું. પણ, વાંચતાં વાંચતાં લોહી થીજી જાય એવાં કુંભીપાક આદિનાં એ વર્ણનો છતાં, એવી એવી શિક્ષાઓના અટળપણા છતાં, આપણે સૌ જ ઓછાવધુ નિર્દોષ એવા વિષયોના શિકાર બન્યા વિના રહેતા નથી એ તો જાણીતું છે. એ નબળાઈ પણ, ઘણીક સબળતાઓ પેઠે, મનુષ્ય-જાતિના અમર વારસામાંહલી જ એક છે. માનવીમાત્રને એ વરેલી છે. એ બાબતમાં માણસ માણસ વચ્ચે ફેર હોય તો એટલો જ કે બધાની વિષયશોધ એક જ તરેહની નથી હોતી. જેમ કે, દુનિયાને 'અલેખક' ને 'લેખક' એવા બે વિભાગોમાં વહેંચીને કહીએ તો, અલેખકોની શોધ સ્થૂળ અને લેખકોની મુખ્યત્વે સૂક્ષ્મ હોય છે. બેશક, એટલું ખરું કે ઘણાંખરા લેખકો કોઈક પણ

જાતના સ્થૂળ વિષયના (બીજા કશાના નહિ, તો ચા કે બીડીના) અજબ રસિયા બને તો જ સૂક્ષ્મ પ્રદેશમાં સારાં સર્જન કરી શકે છે. પણ એક વાર સૂક્ષ્મમાં પેઠા એટલે એમને પણ એક જુદી મૂંઝવણ દમવા માંડે છેઃ કયા વિષય પર લખવું તેને લગતી એ હોય છે. મારે માટે તો એ અઠવાડિક પીડા છે. ગુરુવાર થયો, કે અંતરમાંથી નાદ ઊઠવાનો જ : આ વખતે શાની પર નિબંધિકા લખીશ ?–ને પ્રશ્ન પૂરો પુછાઇ રહે ત્યાર પહેલાં તો, ગરુડનું વિષ્ણુનું શિવનું બ્રહ્માનુંઃ જેટલાં હોય તેટલાં બધાં પુરાણોની હસ્તી સુદ્ધાં વિસરીને, મારે વિષયશોધની મોહજાળમાં ઉઘાડી આંખે ફસાવાનું હોય જ. શોધ કોઇ વાર તો છેક રવિ લગી લંબાય. આ ફેરે બીજે જ દહાડે તેનો અંત આવે છે એ તો, જે કોઇ અદૃષ્ટ લેખક-દુનિયાનાં સુખદુઃખનો દોરીસંચો ચલાવતું હશે તેના મગજના એક અનુકૂળ ફાંટાના જ રૂડા પ્રતાપ.

પણ અદૃષ્ટ દેવે કસોટી વિના ક્યારે કોને સુખ આપ્યું છે કે મને આપે? આજ સવારે પણ એવો જ ખેલ તે ખેલ્યું. તેણે મને સુઝાડ્યું કે 'મહાજનોના પ્રથમ મેળાપ' વિશે લખવાને આજે મારું મન બધી રીતે લાયક છે. ને જેવી એ થઇ તેવી જ, પ્રેરણાને સાકાર કરવાનો યત્ન

પણ મેં ભોળાએ આદર્યો, જે દસબાર મહાજનોના પહેલા મેળાપ મને સાંભરતા હતા, તે વિરલાઓનાં નામ એકદમ ચબરકી પર ટપકાવ્યાં ને એમને વિશે વિચારવું શરૂ કર્યું. પણ જેનું નામ અદૃષ્ટ ! અણદીઠા ભીતરમાં બેઠું બેઠું તે આપણી બરાબર હાથમાં આવેલી બાજી કઇ રીતે ઊંધી વાળશે તેની આપણને પહેલેથી ખબર પડે તો તો એ અદૃષ્ટ શાનું કહેવાય ? અને લેખક પર તો તેને બેવડો ખાર હોય. અલેખકો નસીબે દીધેલ દગાથી જરા ફફડીચફડીને બેસી રહે; તુર્ત જ પોતાના કામમાં લાગીને દગાને ભૂલવા લાગે. પણ પેલું દગાબાજ સારી રીતે જાણે છે કે જેના હાથમાં કલમ આવી હોય, ને જે એને (મારી જેમ) આસાનીથી વાપરી જાણતો હોય, તે એકલી મોંની ક્ષણિક ફરિયાદો કરીને નસીબને જતું કરતો નથી. તે તો એની દગાખોરી ચાખીને એક વાર વિફર્યો, એટલે એ મહાશક્તિ સામે પણ જંગ માંડીને, પોતાની શબ્દશક્તિનો બધોએ પ્રભાવ તેને જેર કરવાની કોશિશમાં ખર્ચવાનો; ભર્યા જગતને ઘેરઘેર તે લેખ કવિતા કે અન્યદ્વારા નસીબની દુષ્ટતા ગાવાનો; તેને સંસ્કારી સત્યાગ્રહી અસત્યાગ્રહી, બધી જાતની ગાળો દેવાનો; તેને વિશ્વનિયંતાના સ્થાનેથી ભ્રષ્ટ

કરીને, પોતાના મનોરાજ્ય અનુસાર નવી સૃષ્ટિ ઘડવાના અભિલાષો ધારવાનો. આ બધું કરી-કરીને તે પાછો જ પડશે એ તો નસીબદેવતા જાણે છે. પણ તેના એકચક્રી રાજ્યમાં આવો બળવાન, આવો બહાદુર, આવો બેશરમ ભાગદાર જાગે એ કંઈ નાનીસૂની આફત છે? આજે તો એ સ્વપ્નાં સેવીને કે લખીને જ બેસી રહે છે; કાલ સવારે, અને કાલ ને કાલ નહિ તો પરમ પેલે દિવસે, આ દુશ્મનની સત્તા બાપડી બધૂક અલેખકદુનિયા પર કદાચ એટલી વધી જાય કે દૈવનું અવિચળ સિંહાસન પણ ડોલાયમાન—ઓ! કેવી ગજબનાક કલ્પના!... ... નહિ નહિ, લેખકનાં કારસ્થાન ગમે તે થાય તો પણ પાર પડવા દેવાય જ નહિ; ને ખોટીખરી ઇન્દ્રજાળી સફળતા તેને કદી આપવી હોય, તો પણ સખ્ત ભયત્રાસની ભઠ્ઠીમાં તેને ખૂબખૂબ તાવ્યા પછી જ અપાય. બીજો ઉપાય નથી.

પોતાની દમનનીતિના પુરાણા, માનીતા એ સિદ્ધાંતો અદૃષ્ટે મારી પર પણ સંતોષપૂર્વક અજમાવ્યા. તેણે પહેલાં મને મહાજનોના વિષય તરફ દોર્યો, ને પછી એક વધારે આકર્ષક વિષય-ની મધલાળમાં નાંખ્યો. એ વિષય કયો તે નહિ કહું. કહેવાની જરૂર નથી. વિચક્ષણ વાચકો વગરકહ્યે સમજી જશે, ને અવિચક્ષણોએ (તેવા

થોડા પણ હોય તો ) તો સમજીને શું કરવું છે ? અહીં તો મારે, એ નવા વિષય જોડે પણ જે ઉપાધિ પાછી જન્મી છે, તેનો જ શોક કરવાનો છે. એને લીધે મને ભારે ચિંતા થવા માંડી છે. વિમાસણ થાય છે કે, એવો વિષય લેવાય ? એવી અંગત બાબત પર લખાય ખરૂં ? સાહિત્ય-શાસ્ત્રની પરવાનગી છે ? શિષ્ટ સંપ્રદાયની રીત આ મુદ્દા પરત્વે કેવી હોય છે ? એ વિષય પર હું લખું, ને પછી શિષ્ટો 'રૂઢિભંગી' એવી બુઠ્ઠી ગાળ–બુઠ્ઠી ને શિષ્ટ, પણ ગાળ–દેશે તો ? પછી સાહિત્યની દુનિઆમાં મારું સ્થાન ક્યાં ? નીચુંનીચું પણ એ રહેશે ખરું ? કે નહિ રહે, સદાબરું નાબૂદ થશે ? એવું લખાણ પ્રજાને કેમ ભાવશે ? વિવેચકો એ કેમ કરી સાંખી રહેશે ? એમના વજ્રપ્રહાર હુંથી કેમ ખમ્યા જશે ? એ તેજીલી ઝડીઓ મને દોજખનાં દર્શન શું અહીં જ નહિ કરાવે ? એના કરતાં પૃથ્વી પાસે માગ માગી સમાઈ જવું શું ખોટું ? પણ મારા જેવા હડહડતા પાપીનો પૃથ્વી અંગીકાર શેની કરે ? તો તો પછી કૂવોતળાવ કરવાનું જ રહ્યું ને ? એના જેવો દુઃખીઆંનો બેલી ઇશ્વર પણ નથી. જોઇએ તો દુહાગણ હિંદુ વિધવા હોય; જોઇએ તો અંગત બાબતોનો લોકનિન્દ્ય લેખક હોય-

બધાં જ નિંદાપાત્રોનું એકમાત્ર અધમોદ્ધારણ કૃપાતળાવ વિના બીજું કોણ છે?... ...

એ શાનો અવાજ? બેંડ લાગે છે, લગનનાં એ વાજાં. એના રાગ પરથી એક જૂનું ગાયન યાદ આવ્યું: "મને સાહ્ય થાશે મોરારી રે, વ્હારે ચડશે ગોવર્ધનધારી." એમાંની ભાવના હવે મને હિંમત આપે છે કે, આવડી ગભરામણ શાને? જેને સૌની ચિંતા છે તેને મારી પણ નથી? અને તેની કૃપાનો આ પ્રત્યક્ષ પુરાવો, કે વિષયનો જ વિષય મારી કને લેવડાવીને તેણે એક આખી નિબંધિકા, ઓછામાં ઓછા શ્રમે, મારી પાસે રચાવી છે.

એમ જ એ બીજી ઉપાધિઓ, તેને ટાળવાનો વખત થયે, ટાળ્યા કરશે. આપણે 'શકટનો ભાર જયમ શ્વાન તાણે' એવું ન કરવું; તે કર્યા વગર રહેવાય નહિ તો ઓછામાં ઓછું કરવું.

જેમ જગતનું પંચાંગ હોય છે તેમ વ્યક્તિનું પણ હોત તો ? તો આપણે સૌ તેમાંની ઓછામાં ઓછી બે તિથિને પર્વણી તરીકે જરૂર પાળત : એક જનમની, બીજી લગનની. એ બે તો કંકુના અક્ષરે લખવા જેવી; એ પંચાંગમાં એકાદ કાજળના અક્ષરની અધિકારી પણ નીકળે : જેમ કે, જે દહાડે તમે જિંદગીભરનો સૌથી ખારીલો દુશ્મન કોઈને કર્યો હોય તે, અથવા વહાલામાં વહાલું સ્વજન 'મૃત્યુ પીને સ્મશાન સીધાવ્યું' હોય તે. સામસામા નાકાની આવી બે પ્રકારની તિથિઓ ઉપરાંત, કેટલીક બીજી પણ તેમાં ઉમેરાય : પહેલી વાર નિશાળે બેઠા હો તે તિથિ; પહેલવહેલી વાર સારતરની સોટી કે ચાર આંગળાંનો સ્વાદ ચાખ્યો હોય તે (જો કે આ યાદ આવવી મુશ્કેલ છે) : પહેલું ઇનામ જીત્યા હો તે; નોકરી કે ધંધાની શરૂઆત કરી હોય તે; વહુ જોડે પહેલી વાર વઢ્યા હો તે; તેને પહેલી જ કસબી સાડી અપાવીને તમારું ખીસું હલકુંફૂલ કર્યું હોય

તે; (ને તમે જ વહુ હો તો) અધૂરે ભણતરે 'સનાતની' બાપે નિશાળ છોડાવી હોય તે તિથિ; એથી ઊલટી દશામાં, મેટ્રિક થઈને સંસારની મેટ્રિક-ના–મેટ્રિમનીના પંથે પળ્યાં હો તે; માસિકમાં તમારો પહેલો લેખ (પતિની કે મોટા ભાઈની વધુ-પડતી મદદથી લખેલો પણ તમારો) છપાયો હોય-તે; ધૂની વરે જે દહાડે અસહકારમાં ઝંપલાવેલું, તે; સ્ત્રી–સભામાં જે દિવસ તમે પહેલું ભાષણ (જરા થોથવાઈને પણ) આપ્યું હોય તે; અને બાળકો જે જે તિથિ કે તારીખે જન્મ્યાં હોય તે.

આવું પંચાંગ કોઈએ રચ્યું કે છપાવ્યું નથી ને તેમ કરવાની જરૂર પણ નથી. આપણા ઉત્સાહ કે કચવાટના પ્રમાણમાં એ નિરંતર આપમેળે સ્મરણશક્તિમાં રચાતું ને છપાતું રહે છે. ઘણી વાર તો, પ્રજાકીય પંચાંગ કરતાં આ અંગત પંચાંગની તિથિ આપણને વધારે યાદ રહે છે: બીજાનું જે થતું હોય તે, પણ મને તો વીર વિક્રમના સંવત્ કરતાં આ આત્મસંવતની તિથિઓ વધારે ચોકસાઈથી યાદ હોય છે. મેં ગો. તે. હાઈસ્કૂલમાં પ્રવેશ કર્યો, કૉલેજ (ને પછીથી નોકરી) લીધી ને છોડી, જિંદગીનાં નાનાં મોટાં અને ખોટાં સાહસો ખેડ્યાં અને ખોયાં; તેને અંગે તાત્કાલિક કે હમેશના શત્રુઓ સરજ્યા:

આ બધું ક્યારે ક્યારે બન્યું તેની વિગતો જ્યારે પૂછો ત્યારે જીભને ટેરવે તૈયાર જ હોવાની. આમાં બે તિથિ મેં નથી ગણાવી: જનમની ને લગનની. કારણ દેખીતાં છે: જન્મદિવસ તો ઘણુંખરાં માણસો તેમ હું પણ સંભારીને ઉજવીએ પણ છીએ, એટલે તે ગણાવવામાં કશી વિશેષતા ન હોય; અને લગનનો દિવસ—હા, એ તો મને બરાબર યાદ રહેવો જોઇએ. જીવનને એણે ઘેરા રંગે રંગ્યું છે. પણ હું એકલો શેનો એ ગોખ્યા કરું? મારું લગન મારી જાત જોડે થોડું જ થએલું, કે એને સંભારવાની જવાબદારી મારી એકની જ હોય? બે હાથ વિના તાળી ન પડે. એ કહેવત આપણે ઘણુંખરું બે માણસ લડે ત્યારે વાપરીએ છીએ—એમ સાબિત કરવા કે વાંક બેઉ પક્ષનો હોવો જોઇએ. પણ લઢાઇ ને લગનમાં ક્યાં ઓછું સામ્ય છે? કેટલાકનું તો આખું ય લગનજીવન એક અખંડ લઢાઇ નથી હોતું? ને લગન પણ બે જણાંના વાંકનું જ પરિણામ ઘણેભાગે હોય છે ને?

બાલસ્તાવત્ક્રીડાસક્તસ્તરુણસ્તાવત્તરુણીરક્તઃ ।
વૃદ્ધસ્તાવચ્ચિંતામગ્નઃ પરે બ્રહ્મણિ કોપિ ન લગ્નઃ ॥

એમ, લગ્નવાચક જે એકમાત્ર પરબ્રહ્મ, જેને બહાર શોધવાનો નથી, જે અંતર્યામી

છે, જેની જોડે ‘આત્મલગ્ન ઊંડે હૃદે’ કરવાનું હરેક નરનારીનું પરમ કર્તવ્ય છે, તે બ્રહ્મનું તો જાણે અસ્તિત્વ જ નકારીને, એક જણ બીજી જણી જોડે લગ્ન કરવા નીકળે, અસાર સંસારમાંથી પણ સાર ખેંચવાનો અવળો ચમત્કાર દેખાડવા કમ્મર કસે, હિંદની નબળીપોચી ને ૩૫ કરોડની વસ્તીમાં પણ વર્ષે:દોઢવર્ષે બેધડક વધારો કર્યે જવાની ધૃષ્ટતા ને દુષ્ટતા આચરે—આ બધું એ જણના વાંકનું પરિણામ નહિ તો બીજું શું ?

હશે. એ આડકથા હવે આવી મૂકીએ. જરા પાદરીપણા જેવું પણ તેમાં થયું—જો કે પાદરી અને તેનું ‘પણું’, બેઉની જરૂર લગનથી માંડી લેખ લખવા સુધીની ઘણી પ્રવૃત્તિઓમાં પડે છે, એમ કબૂલ કર્યા વિના તો છૂટકો જ કોનો છે ?

ત્યારે—બે હાથની તાળી પડવાથી જે લગ્ન થાય છે, તેની તિથિ યાદ રાખવાની ફરજ પણ બંને હાથનાં માલિકોની હોય. મને ગયે મહિને એ થોડી થોડી સાંભરેલી. પછી તો હું મગધ-રાજ્યની મરહુમ મહત્તાની શોધમાં એટલો ડુબ્યો કે અમારા આ હયાત ઘરસંસારના જાણે પડઘા જ એ ઊંડાં પાણીમાં રહ્યે રહ્યે સાંભળતો હતો. પણ બિન્દુમતી કેમ ભૂલે ? હું જેટલો વિદ્વત્તાના

સાગરમાં ડૂબ્યું, એટલાં તેઓ વહેવારસાગરમાં તરતાં રહે એવાં છે. એમણે મધ્ય કાલે અર્ધી રાતે, "કાલે તો વસંતપંચમી!" એટલો જ સરલ ઉદ્‌ગાર કાઢીને, ધ્વનિકાવ્યના રચનારની કલાથી મને સૂચવી દીધું કે વળતે દિવસે અમારી લગ્નતિથિ છે. અલબત્ત, એટલું ખરું કે શબ્દો સાદા હતા, છતાં એમનો સાદ હોંસીલો ને ભાવભીનો હતો. અને સાદમાં એ ગુણોની જરૂર હતી. શબ્દોની જેમ સાદ પણ વણશણગાર્યો કઢાયો હોત તો, મારા મગજ લગી એ કદી પહોંચત નહિ, ને હું સપાટી પર આવીને બિન્દુના માનીતા સાગરમાં આજે એની જોડે નફકરે જીવે થોડી વાર પણ સહેલ કરવા નીકળત નહિ.

અને, લેખ તો જેવો નીવડે તેવો, પણ આવા ઉજવણાની ઈચ્છા એ જ સાહસ છે, ને તે પણ અપૂર્વતાવાળું, તેની કોણ ના કહેશે? ગદ્યમાં તો આવી પ્રગલ્ભતા દુનિયામાં કોઈ પણ લેખકે કરી નથી, એટલે આજે નવો ને સાહસિક ચીલો પડે છે. પદ્યની વાત જુદી છે. લગ્નતિથિના દિવસમાંથી પ્રેરણા પીને કવિ કવિતા રચવાના મિજાજમાં જઈ પડે, એ તો અવારનવાર બનતું રહે છે; એ કુદરતી પણ છે. પણ લેખ? ગદ્ય જેવું વિચારવાનું જનમથી જ શુષ્ક વાહન? એમાં બેસીને કયો સાચ્ચો રસિક જન આવો ભાવનાભર્યો ઉત્સવ ઉજવવાનું મન કરે? ને મારો વિચાર પણ પહેલાં તો જુદો હતો એટલું તમને કાનમાં કહી લઉં. આજના મંગલપ્રસંગે કવિતા લખવી, અને તે હાલ ફેશનેબલ થએલા પૃથ્વીછંદ કે અંજનીમાં, એટલે સુધી તો નક્કી પણ કરેલું. તે બેઉ છંદરૂપો જુદીજુદી રીતે આ વિષયને કેટલાં બંધબેસતાં આવે તેવાં છે? શુચિતા, ગંભીરતા, આછેરો ઉત્સાહ, સંયમીપણું, થોડુંક દર્દ: આ બધા ભાવો જે આજે મારા હૃદયમાં પ્રગટવા માંડેલ, તે એ રૂપોમાં ઝીલાય એટલા બીજા કયામાં ઝીલાવાના હતા? એટલે, છંદપસંદગી તો બરાબર થએલ. પણ, આ છેડે છંદ, ને પેલે છેડે ભાવ–

એ બેને સાંધનારો પુલ ક્યાં? છંદોબદ્ધ વાણી ક્યાં? "ભાવ ઉત્કટ હોય, ને છંદ પણ તૈયાર હોય, ત્યારે કવિતાની વાણી તો સ્વયમેવ સ્ફુરે" છંદના કો શાસ્ત્રીજી ઉચ્ચરે છે. એમ કહીને, ઓ શાસ્ત્રીજી! તમે મારા ભાવના જોમને ભારે અન્યાય કરો છો. બીજું ગમે તેમ હોય, પણ ભાવો તો તમારાં સકળ કાવ્યશાસ્ત્રોમાં હશે, તેના કરતાં તો જરૂર આજે મારા હૃદયમાં વધુ ઊછળે છે તેની ખાતરી રાખશો. ખરી વાત એ છે કે, એક બે મુશ્કેલી મને પાછળથી સૂઝી, એટલે કવિતાનો વિચાર પડતો મૂક્યો. પહેલું તો એ કે વાણીનું કાવ્ય જેવું પ્રસાધન સાધારણ માણસના રસદેહને ધરાવાય, ત્યારે ગધેડા પર અંબાડી મૂક્યા જેવો દેખાવ થયા વિના રહેતો નથી. તેને એ કાં તો બેડોળ દેખાય છે, નહિ તો આડંબરી ને કૃત્રિમ લાગે છે. તેમાં પણ, એવો માણસ જ્યારે પ્રાસંગિક કાવ્ય લખે, ત્યારે તો કંટાળીને તેને હાથ જ જોડવા પડે છે. મેં પણ ઘણી વાર ઘણાંને હાથ જોડાવ્યા છે, પણ ક્ષુદ્ર પ્રસંગકાવ્ય લખીને તો નહિ: અને આજે પણ એ દિશામાં ઝળકવાનો લોભ નથી, તેથી લગ્નોત્સવનું કાવ્ય રચવું વગરશોકે માંડી વાળ્યું.

પણ લેખ લખવામાં એવડું પાપ નથી

થતું. આ વિચારે મને ધરપત આપી. મેં પૅડ પાસે લીધું, ઉઘાડયું, ને મથાળું બાંધ્યું: "બારમી લગ્નતિથિ" એ લખાયું ને મને થયું, કેટલું સાદું છતાં સૂચક નામ? પણ બીજી પળે એ જરા વાહિયાત જેવું લાગ્યું. સાદું તો છે, પણ એમાં સૂચકતા શી બળી છે? ઊલટું, આખી વાતને એ તો કાચી ભોળપથી ખુલ્લે ખુલ્લું કહી નાંખે છે. એવું ન-રસું મથાળું મને સૂઝયું જ શા માટે?

એક બીજો વાંધો પણ નડવા આવેલ—જો કે મેં તેને ફાવવા ન દીધો. સવાલ થયો કે આજ પહેલાંની અગિયાર લગ્નતિથિને અક્ષરના સાધને અમર ન કરી, તો વળી આ બારમીનાં આટલાં માન શાં? જેવી પાંચમી, જેવી આઠમી કે દસમી, તેવી જ બારમી લગ્નતિથિ; તો પછી, આનો એકનો જ લેખ શા માટે? પણ આ સવાલોનો ખુલાસો ઘડીક વાર રહીને એની મેળે મળી આવ્યો. ધર્મ ઇતિહાસ સાહિત્યના મારા ઓછાઅધૂરા જ્ઞાને પણ મને તુર્ત સૂચવ્યું કે ગમે તેમ, પણ બારની સંખ્યાનો મહિમા મોટો છે. ત્રણ ને સાતની સંખ્યાઓ, કોઈ વાર પાંચની પણ, પવિત્ર કે વિશેષતાવાળી ગણાય છે. પણ એ ત્રિપુટીની પછી વારો આવે, તે બારનો

જ. આટલું મનમાં નક્કી થયું ન થયું ત્યાં તો પેલી ત્રિશિખ જ્ઞાનજ્યોતિ મગજમાં એટલી પ્રજ્વલિત થઇ કે તેમાંથી તેજસ્વી સ્ફુલિંગો ઊડીને, તેનું એક નાનું શું દ્વાદશમહિમ્નસ્તોત્ર પણ રચાઇ ચૂક્યું.

"હે દ્વાદશ–દેવતા! આપનો મહિમા અગાધ છે. આપની અલૌકિક ગતિનો પાર ત્રિલોક-માં કોઇ પામી શક્યું નથી. સુરાસુર અને મુનિ-વરો, ગંધર્વો કિન્નરો ને વિદ્યાધરો, અપ્સરાઓ ને નાગકન્યાઓ, મનુષ્યો જાનવરો ને જંતુઓ, વનસ્પતિ અને પર્વતો, સમુદ્રો ને નદીઓ, પાંચે મહાભૂતો, સમસ્ત પ્રકૃતિ અને જે એકમેવા-દ્વિતીય છે તે મહાન વિરાટપુરુષ પણ—બસ, અખિલ બ્રહ્માંડ આપનું જ રટણ નિશદિન કરી રહ્યું છે. હે દેવ! આપ મહાનમાં પણ મહાન ને ગહનમાં ગહન છો. આપ પરબ્રહ્મની પણ તોલે આવો તેમ છો. બ્રહ્મમાં સારૂં નરસું બધું સમાય છે, તેમ આપને પણ સારા પર અસાધારણ પ્રેમ નથી, કે નરસાની સૂગ નથી. આપે તે મહાપિતાના જ વાત્સલ્યથી જગત-ની ઝાંખી ને ઊજળી, બધી બાજુઓને પોતાની જ ગણી છે. આપની એ વિશ્વમમતાનાં સ્તુતિગાન ગાયાં જાય તેમ નથી. જ્યાં જોઇએ ત્યાં બહારનું જ માહાત્મ્ય એક ચક્રવે રાજ્ય કરતું નિહાળાય

છે. અમારાં જીવન પર અનેક રીતનું આધિપત્ય ભોગવનાર રાશિઓ બાર છે; અમારા પુરાણ-પવિત્ર સ્માર્ત ધર્મમાં આમ તો અસંખ્ય શિવલિંગો છે, પણ જે ખરેખરાં, જે જ્યોતિર્લિંગ કહેવાય, તે તો બાર જ; ને અમારા સૌથી અગ્રણી પુરાણ શ્રીમદ્‌ભાગવતના સ્કંધ પણ બાર; એક દુશ્મન સામે બીજાને જિંદગીભર ઘુરકતો રાખનાર તે ચંદ્રમા જેમ બારમો હોય છે, તેમ, એક માણસ મરતાં બીજા સેંકડો ભૂદેવોની નાત, જે મુખ્ય જમણને વગરપસ્તાવે સ્વાહા કરી જાય છે, તે પણ બારમું કહેવાય છે. એવું જ ઇતિહાસમાં: જૂના રાજાઓ જબ્બર કિલ્લાઓને ઘેરો ઘાલતા, એ બારમે વર્ષે ખતમ કરવાનો રિવાજ હતો, ને એ લોકો પોતાના બળવાન વેરી યા તો કોઇ બંડખોરને દેશવટો દેતા, તે પણ બાર વર્ષનો જ ઘણી વાર હોતો: અને–આ તો કેમ ભુલાય ?–હિંદુ પ્રજાનું સ્વાતંત્ર્ય લોપાયું, તે બારમી જ સદી ઊતરતાં. સાહિત્યમાંનો દ્વાદશ-મહિમા, હે દેવ ! એવડો જયવંત નથી, છતાં નજીવોએ નથી. અમારા અદ્‌ભુત રસિક સોરઠી સાહિત્યમાં અખોલડા લેવાય છે, તે બરાબર બાર વર્ષના જ. અમારા માસિકકારો કોઇવાર વાચ-કોને દેશનાં નરરત્નો અને નારીમૌક્તિકો શોધવા મોકલે છે, ત્યારે બાર બાર જ નામો મગાવે છે;

અને જગતના એક મહાકવિએ પોતાના નાટકનું નામ રાખતાં પણ, નહિ તેરમી ને નહિ અગિરમી, એમ બારમી રાતને જ એ માન આપી આપની મહત્તા વ્યંગ્યથી ગાઈ લીધી છે. અને છેવટ આવે છે અમારો કહેવતકાર. એણે બોલી બદલાવવા માટે માપીમાપીને જે બાર ગાઉની સંખ્યા નક્કી કરી, તેમાં પણ, હે દેવાધિદેવ, તે આપનું જ ગૌરવ કરવા ઉત્સુક હતો, એમાં સંદેહ શો ?

" અને–શાં આશ્ચર્ય ! શી તાજુબી !–આપનો મહિમા વર્ણવતાં આ રંક સેવકે જે દૃષ્ટાંતો આપ્યાં, તે પણ, ઓછાં વધુ નહિ, બાર જ આવી ગયાં છે. દેવાધિદેવ ! દ્વાદશદેવતા ! આપનો પ્રભાવ અપાર છે, અગાધ છે, સર્વવ્યાપી છે. ઇતિ શ્રીદ્વાદશમહિમાસ્તોત્રસંપૂર્ણમ્. "

કોની મગદૂર છે કે આ સ્તોત્રનો પાઠ કર્યા પછી તે, જ્યારે ને ત્યારે તીનપાંચ કરી આગળ ધસતી ત્રણ પાંચ ને સાતની સંખ્યાઓની તરફદારી ભૂલેચૂકે પણ કરે ! એ પાઠ કર્યા પછી, કોણ એવો અભાગી હશે જે બારની સંખ્યાને સંખ્યાજગતની સમ્રાજ્ઞી કરીને સ્થાપવા તૈયાર ન થાય ?–જે બારમી લગ્નતિથિના લેખોત્સવની મહત્તા ને પવિત્રતા ને ભવ્યતા સ્વીકારવા એકપગે થઇ ન જાય ?

ઉત્સવની આરતીનો હવે સમય છે. એક રીતે, પૂજા વિનાની એ આરતી છે. આ ઉત્સવને અંગે ખરી પૂજા તો એ હોય કે, મારે વારાફરતી હરખશોકના ગદ્દગદ્દ સ્વરે, ગયાં બારેબાર વર્ષની મારી આત્મકથા અહીં આલેખવી જોઇએ. પણ એક નિબંધિકાપૂરતાં પાનાં ખપી ગયાં ને એ તો કૈં થયું નહિ. અપશોચ !

ઉત્સવનું નૈવેદ્ય વહેંચવાનો હવે સમય છે. આ અંગત જેવા કાંતણપિંજણને હવે બંધ કરીએ. તેને જોવાસાંભળવામાંથી તમને મુક્તિ આપવી તેના જેવું મીઠું નૈવેદ્ય બીજું કયું હોય ?

તેઓ પત્રકાર હતા. ગુજરાતી પત્રકારોમાં અનુપમ હતા. તેમાંએ, હયાત પત્રકારોમાં તો બેશક મોખરે હતા. બિનહયાતો કરતાં પણ એમની સિદ્ધિઓ ટૂંક વખતમાં જ મોટી ગણવી પડશે એમ તેમના મિત્રમંડળમાં ઊલટભેર કહેવાતું. તેમને પોતાને પણ કેટલીક વાર એમ જ લાગતું. ઘણા નિકટના ચાર મિત્રોની વચ્ચે બેઠા હોય ત્યારે પોતે ચપ્પટ ઠાવકાઇથી કહેતા: "થયા છે; આપણામાંએ સારા અધિપતિઓ ને છાપાંના માલિકો થઇ ગયા છે. કરસનદાસ ને કાબરાજી, મંછારામ ઘેલાભાઈ, ઇચ્છારામભાઇ, રતનલાલ આત્મારામ: એ બધાએ ઠીક કામ કર્યું પોતપોતાના વખતમાં. પણ–" ત્યાં તો એક બોલકો જુવાન મદદનીશ-મિત્ર ઉદ્‌ગારી ઉઠતો: "અરે એ વખત ક્યાં ને આપણો ક્યાં? એ દહાડા પછી તો આ સાબરમતીમાં કેટલાં યે પૂર આવ્યાં ને ઊતરી ગયાં. રાષ્ટ્રજીવનમાં પણ ઘણાં પૂર આવ્યાંગયાં. આજનો વખત જુદો છે. આજે

બધી દિશામાં આપણી પ્રગતિ ઓર જ છે.” પછી બીજો: “પ્રગતિની તો શી વાત કરવી? હતું તે ગુજરાત હવે રહ્યું જ નથી. તેના મહા પ્રશ્નો ને મુશ્કેલીઓ પણ કેટલાં વધ્યાં છે!” શ્રી. પત્રકાર: “તેથી જ હું કહું છું કે આપણી મહેચ્છાઓ સઘળા મરહુમો કરતાં વધારે ને આપણી શક્તિઓ એમનાથી સવાઇ હોવી જોઇએ.” પહેલો મિત્ર: “એમ જ એમ જ; ને એ નવી હિલચાલના નેતા આપ સિવાય બીજા કોણ હોય? આવતી કાલના ગુજરાતનું પત્રકારત્વ ઘડાશે તો આપને જ હાથે; નહિ તો એ ઘડાવાનું જ નથી. ઘડાવાને લાયક નથી.” પત્રકાર: “તમારી એ શુભેચ્છા પ્રભુના પણ શુભાશિષરૂપ બનો!...આપણે અભિમાન કરવું નથી, પણ ભાવિ ગુજરાતના ઘડનાર આપણે જ છીએ—નહિ ગાંધીજી કે આનંદશંકર, નહિ ન્હાનાલાલ કે મુનશી—એવું મને ઘણી વાર લાગ્યું છે. ઇશ્વરી સંકેત જ કૈં એવો દીસે છે.”

સાબરમતીના વિશાળ પટમાં. ‘એકલવાયા ને બજરંગી’ એલિસબ્રિજની પવિત્ર સાક્ષીએ, આવી વાતો સાંજે સાંજે થતી. તેમાં કોઇ વાર નમ્રતાનો તંતુ ન જ વણાતો એમ નહિ. ગુજરાતી પુનરુત્થાનની વાતને અંગે પત્રકારથી કોઈ વાર

કહેવાઇ જતું: " આપણે તો કોણ ? મહાન ઉદ્ધારક તો આવે ત્યારે, આપણે તો જગતને એને માટે તૈયાર કરવાનું. એ જીસસના આપણે જોન ધ બાપ્ટિસ્ટ બની શકીએ તો પણ ક્યાં ?" વગેરે. આમ, ઇશ્વરનો માયાળુ સંકેત, જો પયગંબર બનવા જેટલી મહત્ત્વાકાંક્ષા એમનામાં ન હોય, તો પ્રેરિતજન બનાવવાને તો દિનરાત મંડયો જ રહે છે, એવું એમના મનમાં ધીમે ધીમે ઠસતું જતું હતું.

અને દૈવી શક્તિ વડે પ્રેરાઇને પ્રજા-સમસ્તને પ્રેરવા માટેની એમની તૈયારી કંઇ આજકાલની નહોતી. એમના બહુરંગી જીવનના છેક નિશાળયુગથી એ શરૂ થએલી. આપણી વાચનમાળાઓમાં જે ચીવટથી નીતિની તરફદારી થઇ છે, તે જોઇને આપણા અંકુરતા પત્રકારની બાલપ્રતિભાને એ વખતે જ ઝાંખું ઝાંખું સ્ફુરેલું કે આખી દુનિયા અનીતિમય હોવી જોઇએ.—ન હોય તો વિદ્વાન ને અનુભવી, જમાનાખાધેલ વાચનમાળાકારો તેનાથી ચેતતા ચાલવાની આટલી બધી શીખ દેત જ નહિ. વધુમાં, એમને એવું પણ લાગેલું કે વિશ્વવ્યાપક અનીતિને ફેડવાનું મહાભારત કાર્ય પોતા જેવા સુશીલ ને મનો-બળવાન માણસે જ કરવું પડશે; કાચાપોચાનાં એ

ગજાં નહિ. આ રીતે, ઉત્તમ પત્રકારનો જે પહેલો ગુણ, નિત્યસચેત નીતિદાઝ, તે એમનામાં ગુજરાતી ત્રીજાચોથા ધોરણ વેળા તો, સારી રીતે ઊંડો આરોપાઇ ચૂક્યો હતો.

પોતે ચોથા ધોરણમાં આવ્યા ત્યારે અગમ્ય વિધિએ એમની ભવિષ્યની જિંદગી પર મોટી અસર કરનારો એક બીજો પ્રસંગ પણ યોજ્યો હતો. તેણે એવી ઘટના કરી કે એક મહત્ત વાચનાલય એમના ઘરની પડોશમાં ઊઘડે. એ બનાવ પણ જાણે સંકેતપૂર્વક બનેલો: તે એવી રીતે કે, આજ સાંજે લાઇબ્રેરી ખુલ્લી મુકાઇ, ને કાલ સવારથી શ્રીયુતને ચોથાધોરણી વર્ગમાં પહેલવહેલું બેસવાનું હતું. પરિણામે, નવા વર્ગ પહેલાં નવા વાચનાલયમાં જ તેમનો પ્રવેશ થએલ. એ બનાવને પાછળથી તેઓ ઇતિહાસની આરસી ધરીને નિહાળતા ત્યારે તેમાં તેઓ એવું વિધિનિર્મિત ગૂઢ રહસ્ય દેખતા કે એ દિવસ પછી વાચનાલયો જ એમની સાચી નિશાળ નીવડવાનાં હતાં. ત્યાર પછી મહેતાજીની નિશાળ ખોટી ઠરી—એટલી બધી ખોટી કે છાપાં ચોપાનિયાં ને વાર્તાઓ વાંચવાનો દુર્દમ ચસકો લાગવાથી, ઉપરાઉપર ત્રણ વર્ષ લગી એમણે ચોથા ધોરણના પરીક્ષકોને નાપાસ કર્યા. પોતે કડકપણે હંમેશ માટે, પરીક્ષકોને

બતાવી આપ્યું–ધોરણ માટેના પોતાના વિશેષ જ્ઞાનને અભાવે, પણ સર્વસામાન્ય જ્ઞાનને અતિભાવે બતાવી આપ્યું કે–પોતાના જ્ઞાનસુવર્ણના પારેખ થવાને એ લોકો કેટલા નાલાયક છે.

ચોથા ધોરણની ત્રીજી વારની પરીક્ષાના પરિણામ પછી બાપે તેમને નિશાળેથી ઉઠાડીને કુટુંબના વેપારધંધામાં પળોટવાનો પ્રયાસ કર્યો. વડીલની એ ઇચ્છાના પૂર્વાર્ધ સામે તેમને વાંધો નહોતોઃ નિશાળ છોડવા તૈયાર હતા. પણ ધંધો ? ને વેપાર ? જેના મનોરથ દેશને નવો જ ઘાટ આપવાના હતા, દુનિયામાં નીતિનું સામ્રાજ્ય પ્રસારવાના હતા, દુષ્ટોને વણસાડી અદુષ્ટોને ઉદ્ધારવાના હતા, તેનાથી એવો વિચાર પણ કેમ થાય ? એટલે શ્રીયુતે જિંદગીનું સૌથી પહેલું બંડ નિડરપણે કર્યું. પિતાની આજ્ઞા લોપી. બદલામાં પિતાએ એમનાં ખાનપાન ને રહેઠાણ લોપ્યાં. પોષની એક કકડતી ઠંડીવાળી રાતે એમને એક બાળસખાનું ઘર ક્રોધથી તેમ જ ઉત્સાહથી સળગતે હૈયે શોધવું પડ્યું. પણ સાથે સાથે જ પોતાના મહાપુરુષત્વનો ઉદય થતો એમને દેખાયો. આવો વખત જગતના હરેક સાચા મહાપુરુષની જુવાનીમાં આવે છે એવું તેમણે ચોપાનીઆમાં વારંવાર વાંચેલા કેટલાક ચરિત્રલેખોની મદદ વડે નક્કી કર્યું.

સ્વાતંત્ર્યથી રુડું શું હોય? આપણા ઘડાતા પત્રકારને પણ એ મળ્યું એટલે તેમનો વિકાસ ઝડપભેર થવા લાગ્યો.

સ્વતંત્રપણે પેટ ભરવું એ તેમને પહેલી ફરજ લાગી–કે પછી જરૂર પડી, તેમ કરવાની. ગમે તેમ, પણ બે ત્રણ દિવસમાં જ, જે ન્યુસ-એજંટ પેલી લાઇબ્રેરીને છાપાં પૂરાં પાડતો, તેની સાથે પોતે દોસ્તી જમાવી. આનું એક શુભ પરિણામ એ આવ્યું કે છાપાં મફત વાંચવા મળ્યાં–ને વધારે નિરાંતે વાંચવા મળ્યાં. વળી એજંટના ઘરકામમાં પણ તેમણે સારો રસ લેવા માંડ્યો, દુકાનના આંટાફેરા ને સાચવણી ઉપરાંત, તેના ઘરનું પણ પરચુરણ કામકાજ કરી આપવા માંડ્યું. આથી પેલાની મહેરબાની રહેવા લાગી. એવામાં તેનો ચાલુ ફેરીઓ નાસી ગયો, એટલે શ્રીયુતની નિમણુક એ પદે થઇ. આ નોકરી એમણે સવા દોઢ વર્ષ કરી–ચાલાકીથી, ને શેઠને એકંદરે સંતોષ મળે તેમ. 'એકંદરે' એટલા માટે કહીએ, કે પૈસાના હિસાબમાં કોઇ વાર અજબ ને અણધાર્યા ફેરફારો શેઠને અવાર-નવાર માલૂમ પડેલા. પણ બીજી બધી રીતે ફેરીઓ બહુ હુશીઆર હતો તેથી, અને તેણે પોતાના વાચાળપણાથી ઘણા ઘરાકો જોડેલા

વાંધા કે કજીઆ શેઠને તસ્દી આપ્યા વિના પતાવેલ તેથી, તેને એકદમ કાઢી મુકાય તેમ નહોતું.

એ રીતે દોઢેક વર્ષ વીત્યું ત્યારે ચોમાસામાં એક વાર પુષ્કળ ભીંજાવાથી ન્યુસ એજંટને ન્યુમોનીઆ થયો. અઠવાડિયામાં તે દેવલોક પામ્યો. શ્રીયુતે તેની વિધવાથી માંડીને હરેક ઘરાકને મોંએ તેનો ખરખરો કર્યો. વિધવાબાઇને વધારામાં એમ પણ સમજાવ્યું કે ધંધામાં ઘણી ખોટ છે, અસહકાર પડી ભાંગ્યો હોવાથી લોકો છાપાં વાંચતા નથી, તમે કહો તો ડગુમગુ ધંધો ચલાવું, ને નહિ તો હું જાઉં મુંબાઇ ... વગેરે. નસંતાન બાઇએ તો હરકોઈ સંજોગમાં પલ્લું વેચી ધણીનો દહાડોપાણી કરવાનું હતું, ને દળીખાંડી જીવી નાખવું હતું. એટલે ફાવે તેમ કરવાની રજા આપી. શ્રીયુતના હાથમાં એક ચાલતો–ને એમના સરખાને હાથે ધીકતો પણ બની શકે તેવો–ધંધો વગરમુસીબતે આવી પડ્યો.

ત્યારપછીનાં ત્રણ ચાર વર્ષની એમની કારકિર્દી કોઈ જાણતું નથી. આપણે પણ એ સીલબંધ પેટીને માનપૂર્વક અણઉઘાડી જ રાખીએ. પ્લેટો અને ક્રાઇસ્ટથી માંડીને ઘણા યે મહાન પુરુષોની કારકિર્દીમાંથી અમુક વચલાં વર્ષો ખોવાયલાં હોય છે. બેશક એ વર્ષો

હમેશાં શોધખોળને પાત્ર છે. પણ સામાન્ય જનોએ તેવી શોધમાં પડવું એ ધૃષ્ટતા છે. તેથી આપણે પણ ન પડીએ.

એ ચાર પછીના પાંચમા વર્ષમાં તેઓ એક દૈનિકમાં પેટાતંત્રી હોવાનું જણાયું છે. થોડા માસ એ નોકરી કર્યા બાદ સંવત ૧૯૮–ના વૈશાખમાં ત્યાં એમણે જિંદગીનું બીજું કે ત્રીજું બંડ કર્યું, પોતાના માલિક સામે. તે ચીઢીઓ હતો તેથી સ્ટાફને જરાજરામાં ધમકાવતો, ને આળસુ હતો એટલે પોતે ઓછામાં ઓછું કામ કરીને સ્ટાફનું 'તેલ કાઢતો.' વધુમાં, કંજૂસ ને ખારીલો પણ ખરો. તેણે છેલ્લી દીવાળી વખતે સૌને થોડી થોડી નામની રોકડ બક્ષીસ આપી, પણ આ પેટાતંત્રીનો કૈં વાંક એવામાં જ એને વસવાથી, પેટાતંત્રીથી નીચી પદવીના માણસોને જે આપ્યું, તેનાથી પણ ઓછું એમને આપેલ. આ અપમાનથી પેટાતંત્રી ધુંધવાયલા હતા જ. એમ ને એમ થોડા માસ ખેંચ્યું. પછી વૈશાખના બીજા પક્ષ દરમિયાન માલિકે, એક રસનીગળતા બનાવના અહેવાલનું નમાલું મથાળું બનાવ્યા બદલ એમને ખૂબ ઝાટકી નાંખ્યા; ને વળતે દિવસે, શનિવારે,

મોડી રાત લગી તેમનો પાસે ઘસડબોરો કરા-
વીને, એ દિવસે જ છુટનારી નવી ફિલ્મનો
સિનેમા જોવા જવાની તક ઝૂંટવી ... સોમવારે
સવારે અગિયાર વાગે માલિકના હાથમાં પેટા-
તંત્રીનું બેતમા શૈલીમાં લખાયલું રાજીનામું
પહોંચી ગયું. એ શૈલીના જોરે માલિકને મોટર-
બસમાં બેસાડીને, ભદ્રમાંની કોર્ટમાં પોતાના
વકીલ પાસે મોકલ્યો. વકીલ કહે: "લખનાર
બહુ પાકો માણસ છે. ભાષા સખત વાપરી છે
એની ના નહિ; પણ પીનલકોડની કલમો
બરાબર નજર સામે રાખીને તેણે આ લખ્યું
જણાય છે, એટલે આપણાથી કશું થાય તેમ
નથી."

આ અભિપ્રાય ખાનગી રાહે વકીલના કારકુન
કે ગુમાસ્તા મારફત શ્રીયુતને એ જ સાંજે પહોંચી
ગયો. એ સાંભળીને એમના આનંદની સીમા
રહી નહિ. પીનલકોડ જન્મારામાં કદી પણ
જોયા વિના પોતે આમ તેનો ઉપયોગ કરી શક્યા,
એ પોતાની કુદરતી હૈયાઉકલતને લીધે, એમ
તેમને તુર્ત સમજાયું. એ શક્તિના જેવી જ
બીજી તો કેટલીએ શક્તિઓ પોતામાં છુપાઈ
રહેલી હોવી જોઇએ એવી સહજ પ્રતીતિ એમને
થઇ ...... એ સર્વને ઓળખવી ને ખીલવવી

એ જ હવેથી મારો ધર્મ; એ જ વ્રત. એ વ્રતની સાધનામાં જેવી, જેટલી જેટલી તપશ્ચર્યા કરવી પડશે તે હું અડગ નિશ્ચયથી કરીશ. અને લાંબી સાધનાને અંતે જે સિદ્ધિઓ લાધશે તેનો ઉપયોગ નિઃસ્વાર્થપણે ગુજરાતના પુનરુજ્જીવનમાં, તેના પત્રકારત્વના સર્વદેશી ઉદ્ધારમાં, હું પૂરી એકાગ્રતાથી કરીશ. ... ...

આ પ્રતિજ્ઞા જેવી લખાઈ તેવી જ, જે કોઇ દેવ આ પ્રાંતનો અને તેનાં છાપાંનો અધિષ્ઠાતા હશે, તેના દરબારમાં જાણે એ સંભળાઇ. એ પુનરુજ્જીવન અને એ પુનરુદ્ધારનો વિચાર તો ઘણા સમયથી તેમના મનમાં ઘોળાયા કરતો હતો પણ યોગ્ય સાધન વિના એને પાર ક્યાંથી પાડે ? આ વિમાસણે દેવ મુંઝાયા કરતા. પણ હવે આ બત્રીસલક્ષણો હોમાવા તૈયાર છે એમ જાણતાં જ, તેના ધર્મ્ય જીવનકાર્યની સિદ્ધિ અર્થે તેમણે પૃથ્વી પર સઘળી ગોઠવણો સત્વર કરી.

શ્રીયુત નોકરીમાં હતા ત્યારે જ, એ ઑફિસમાં આવતા જતા એક શેઠીઆનો પરિચય એમને થયો હતો. એ શેઠ જરા મૂરખ, થોડા દેશાભિમાની, ઘણા કીર્તિલોભી ને અતિઘણા પૈસાદાર છે એમ પણ આપણા પત્રકારની

અનુભવી આંખે પારખી લીધું હતું. એમને હવે બેકારીના દિવસોમાં એ માતબર ગૃહસ્થ સાંભર્યા. એમની મુલાકાત પોતે લીધી. પોતાના માજી માલિકને દેવાય તેટલી ગાળો, અશ્લીલતાને આ પાર રહીને, એકાદ વાર એની હદમાં સરી પડીને પણ, દીધી. એવા માણસોના હાથમાં દેશનું પત્રકારત્વ રહેશે તો કેવો ગજબ આગળ જતાં પ્રવર્તશે તેનું સિહા ચિત્ર દોર્યું. પછી ધીમેધીમે પત્રકારત્વના ઉદ્ધારની વાત કાઢી; ને ઉદ્ધાર થવાની પળ હવે આવી પહોંચી છે એટલું શેઠને મોઢે કબૂલ કરાવીને, એ દિવસે તો રજા લીધી.

આવી ચારપાંચ મુલાકાતનું પરિણામ એ આવ્યું કે શેઠે પત્રકારને છાપું ને છાપખાનું કાઢવાને પૂરતી રકમ, ત્રણેક વર્ષ લગી નિરાંતે મોટી ખોટ પણ ખાઇ શકાય તેટલી રકમ, ધીરી. હવે સ્વર્ગ કેટલું દૂર હોઇ શકે ? ... ...

સાબરમતીતટ પરની પત્રકારમહાશય અને તેમના ગોઠીઆઓની પેલી ગુફતેગો આ નવી શરૂઆત પછીના છઠ્ઠા કે સાતમા મહિનામાં થએલી. આટલા સમયમાં તેમણે કાબેલ તંત્રીમંડળ જમાવ્યું હતું અને આદર્શરૂપ

વ્યવસ્થાવિભાગ રચ્યો હતો. પત્રનો પ્રચાર પ્રતિદિન વધતો હતો અને તેની નીતિનું સુકાન હરહમેશ એ એક જ તારકને–પ્રચારતારકને અનુલક્ષીને ચલાવાતું હતું.

પત્રની–કોઈ પણ પત્રની–નીતિ કેવી હોવી જોઈએ એ વિશેના પત્રકારના વિચારો અદ્ભુત તાજગીથી ભરેલા હતા. તેઓ કહેતા કે આ બાબતમાં પુરુષસૂક્તકારે જે દાખલો બેસાડ્યો છે તે ખાસ અનુસરવા જેવો છે: વિરાટપુરુષ-ની જેમ પત્રકારપુરુષે પણ વિશ્વવ્યાપક થવાની જરૂર છે–પોતાનું કર્તવ્ય બરાબર બજાવવું હોય તો; તો તેણે હજારમુખી બનવાની આવશ્યકતા પૂરેપૂરી છે. વળી ખરી રીતે તો, લોકદળના એકેએક માણસના મતનો સાચો પડઘો પાડવો હોય તો, જેટલાં માણસ તેટલા મત ઘડાતા હોવાથી, આ પ્રાંતના પત્રકારે આદર્શ તો કરોડમુખી થવાનો રાખવો જોઈએ એવો તેમનો નમ્ર છતાં સુચિંતિત અભિપ્રાય હતો.

અને બીજાઓ ગમે તેમ વર્તે, પણ તેમની પોતાની પત્રનીતિ તો આ અપૂર્વ તટસ્થતાવાળા અભિપ્રાયને જ અમલમાં મૂકવા હમેશાં મથતી. લાંબા, જિંદગીભરના અનુભવે એમનામાં સાન

આણી હતી કે વાચનમાળાના લખનારની નીતિની વ્યાખ્યામાં હજી સુધારાને ઘણો અવકાશ છે. એ લખનારને સંસ્કૃતનું જ્ઞાન કદાચ નહિ હોય; હોત, તો 'ની+તિ' એનો જે એકમાત્ર સાચો અર્થ કે "દોરનારી તે નીતિ" એ તેણે ડહાપણથી સમજાવ્યો હોત અને ઉમેર્યું હોત કે નીતિ ક્યાં દોરે, ને કેમ દોરે, એ પ્રશ્નો વિશે શબ્દના અર્થમાંથી કશું સમાધાન થતું નથી, માટે જેને જેમ—જ્યાં દોરાવું હોય, તેમ—ત્યાં દોરાઇ જવાની પૂરેપૂરી છૂટ નીતિશાસ્ત્રીઓ આપે છે ... વગેરે.

પણ પત્રકારને શાસ્ત્રીઓની જરૂર કદી પડી નહોતી ને પડવાની નહોતી. તેમને તો આ સત્ય અનુભવસિદ્ધ હતું, કે જે લખાણોથી પત્રનો પ્રજા-સમસ્તમાં સૌથી વધુ ફેલાવો થાય અને ઑફિસમાં ટંકશાળ પડતી થઈ જાય, એમાંની નીતિ એ જ સર્વોત્તમ પત્રનીતિ. પરિણામે એમનું પત્ર, સંપૂર્ણ નીતિમત્તા જાળવીને, વખતના વહેણ પ્રમાણે પોતાના વિચારવહેણને પણ આસાનીથી ને વગરસંકોચે વાળતું. તેમણે પહેલાં નાફેરવાદીઓને મરણીઆ થઇને સ્વમતને વળગી રહેવાનો આદેશ દીધો. પછી એ લોકના વિરોધી પક્ષ સ્વરાજીઓની પીઠ થાબડેલ, કે દેશભરમાં આજે કોઇ સાચા દેશભક્તો હોય તો એ તમારા જ

પક્ષમાં છે. પછી આવી 'સાબરમતી–પૅક્ટ.' એને અંગે કૈં કૈં ઊલટીસૂલટી સમજણો પ્રવર્તતી હતી તેવામાં પાછું પત્ર નાફેરવાદ તરફ થોડા દહાડા ઢળેલું, એ જ રીતે કોમી વિખવાદ, રેલ, સાયમન કમિશન, બટલર કમિટી; હરેક પ્રસંગે પત્રકાર, હમેશ જ ગ્રાહકયાદીની વધઘટના આંકડા નજર સામે રાખીને આમથી તેમ, ને તેમથી છેક પહણે, એમ ચાલાકીથી, ઝડપથી, ગુલાટો ખાવામાં મોજ માનતા. જીવન બહુરૂપી છે, તો એનાં બહુ રૂપોને સ્પર્શવા ને ઓળખવાનો આ એકમાત્ર ખરો રસ્તો છે એવી ફિલસૂફી પણ સ્ટાફને શીખવતા.

એવું જ સમાજસુધારામાં, એવું જ આર્થિક પ્રશ્નોમાં, એવું જ સાહિત્યના પ્રદેશમાં. આજે વિધવાવિવાહ તદ્દન શાસ્ત્રાનુસાર હોય, આવતે મહિને ઘોર પાપ ઠરે; આજે મજૂરોની લડત વાજબી હોય, તો અઠવાડીઉં રહીને એ જ લડત બળવાખોર કહેવાય. આજે કોઈ સાહિત્યકારને સાતમે આસમાને ચઢાવે, તો બીજા છ મહિનાની અંદર એમને ફફડાવીને રસાતળમાં પટકે.

આમ ચાલ્યા કરતું. તેમાં એમના વાચકવૃંદનું પણ એમને સારું ઉત્તેજન રહેતું. એમ નહિ કે કોઈ કદી પત્રકારની ફેરફુદડીઓ સામે

વાંધો ન લેતા. પણ એવાનો નિકાલ તો તેની લાયકાત પ્રમાણે થતો. એ પ્રતિષ્ઠિત સનાતની શેઠીઓ હોય, તો એના વાંધા પછી તુર્ત જ પત્રમાં સનાતન ધર્મનાં અને તેનાં પોતાનાં એવી તો છૂટી કલમે વખાણ થતાં, કે પેલાને મૂંગા રહ્યા વિના છૂટકો નહિ. તે જશલોભી ને તાલેવંત હોય, તો તેના અંગત દુશ્મનનાં સ્તોત્ર આ પત્ર ભણવા લાગતું. પેલાનો વાંધો આથી વધતો, એટલે તંત્રી એને જઇને મળતા. બીજે જ દિવસે વાંધો લેનારની છબિ અને કારકિર્દી (તેના જન્મદિનની પાર્ટી, કે એવા કોઈ આકસ્મિક દેવદીધા પ્રસંગનિમિત્તે) પત્રમાં છપાઈ જ હોય; સાથેસાથે, પત્રકારના બેંક-બેલેન્સમાં પણ જબ્બર વધારો સાવ અણધાર્યો, પણ અણધાર્યો એટલો જ સંગીન, થયો જ હોય. વખતે, વાંધો લેનાર કોઇ ગરીબ પણ તાતી કલમનો ભાવનાશીનો કીર્તિમાન લેખક હોય: એવાને હાથમાં લેવાને ઑફિસના બેંક-બેલેન્સમાં થોડોઘણો ઘટાડો પણ થયો જ હોય; વધુમાં, તેના પુસ્તકને શકવર્તી કહેનારું સવા-ત્રણથી ચાર કૉલમનું અવલોકન પણ પત્રમાં છપાયું જ હોય.

પણ આવા દાખલા જુજ બનતા. મોટે ભાગે તો, છાપાના વિચારોમાં કેવાં પરિવર્તન

ક્યારે થાય છે તે યાદ રાખવાની ફુરસદ કે વૃત્તિ વાચકવિશ્વમાં કોઇને હતી નહિ, એટલે પત્રકારનો ધંધો નિર્વિઘ્ન ધપ્યે જતો. ઉપરાંત, પત્ર મારફત પરગજુ કામો કરવાની તક પણ એમણે કેટલીક વાર સાધેલી. આ રીતે કેળવાયલી પ્રજાનો સમભાવ પણ કાયમ એમની તરફેણમાં હતો.

આ પ્રકારના તેઓ પત્રકાર હતા. તેવા લોકસેવકને હોય છે તેમ દુશ્મનો પણ એમને હતા.એ બધા એમની પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ જિંદગી વિશે ઘણી તરેહવાર વાતો ફેલાવતા. એમની "અસંગતતાઓ"ને ઉઘાડી પાડવાનો પ્રસંગ મળે તે માટે ટાંપીને બેસતા ને એ પ્રસંગનો પૂરો ઉપયોગ કરતા. ... પણ એવું બધું તો કયા સાચા શહીદને નથી ખમવું પડ્યું ? તેઓ પણ ખમતા. તેમને પ્રત્યેક દિનાન્તે સંતોષ મળતો તે એટલો જ કે વર્તમાન ગુજરાતને ઘડવા તથા ભાવિનો પાયો નાંખવામાં મેં આજે મારી ફૂલપાંદડી અડગ શ્રદ્ધા ને ઊંડા સેવાભાવથી સમર્પી છે, જે સ્વીકારવાનો પરમકૃપાળુ જગન્નિયંતા અનુગ્રહ કરો.

વાંધો ન લેતા. પણ એવાનો નિકાલ તો તેની લાયકાત પ્રમાણે થતો. એ પ્રતિષ્ઠિત સનાતની શેઠીઓ હોય, તો એના વાંધા પછી તુર્ત જ પત્રમાં સનાતન ધર્મનાં અને તેનાં પોતાનાં એવી તો છૂટી કલમે વખાણ થતાં, કે પેલાને મૂંગા રહ્યા વિના છૂટકો નહિ. તે જશલોભી ને તાલેવંત હોય, તો તેના અંગત દુશ્મનનાં સ્તોત્ર આ પત્ર ભણવા લાગતું. પેલાનો વાંધો આથી વધતો, એટલે તંત્રી એને જઇને મળતા. બીજે જ દિવસે વાંધો લેનારની છબિ અને કારકિર્દી (તેના જન્મદિનની પાર્ટી, કે એવા કોઈ આકસ્મિક દેવદીધા પ્રસંગનિમિત્તે) પત્રમાં છપાઈ જ હોય; સાથેસાથે, પત્રકારના બેંક-બેલેન્સમાં પણ જબ્બર વધારો સાવ અણધાર્યો, પણ અણધાર્યો એટલો જ સંગીન, થયો જ ય. વખતે, વાંધો લેનાર કોઇ ગરીબ પણ ાતી કલમનો ભાવનાભીનો કીર્તિમાન લેખક હોય: એવાને હાથમાં લેવાને ઑફિસના બેંક-બેલેન્સમાં થોડોઘણો ઘટાડો પણ થયો જ હોય; વધુમાં, તેના પુસ્તકને શકવર્તી કહેનારું સવા-ત્રણથી ચાર કૉલમનું અવલોકન પણ પત્રમાં છપાયું જ હોય.

પણ આવા દાખલા જુજ બનતા. મોટે ભાગે તો, છાપાના વિચારોમાં કેવાં પરિવર્તન

વાંધો ન લેતા. પણ એવાનો નિકાલ તો તેની લાયકાત પ્રમાણે થતો. એ પ્રતિષ્ઠિત સનાતની શેઠીઓ હોય, તો એના વાંધા પછી તુર્ત જ પત્રમાં સનાતન ધર્મનાં અને તેનાં પોતાનાં એવી તો છૂટી કલમે વખાણ થતાં, કે પેલાને મૂંગા રહ્યા વિના છૂટકો નહિ. તે જશલોભી ને તાલેવંત હોય, તો તેના અંગત દુશ્મનનાં સ્તોત્ર આ પત્ર ભણવા લાગતું. પેલાનો વાંધો આથી વધતો, એટલે તંત્રી એને જઇને મળતા. બીજે જ દિવસે વાંધો લેનાર-ની છબિ અને કારકિર્દી (તેના જન્મદિનની પાર્ટી, કે એવા કોઈ આકસ્મિક દેવદીધા પ્રસંગનિમિત્તે) પત્રમાં છપાઈ જ હોય; સાથેસાથે, પત્રકારના બેંક-બેલેન્સમાં પણ જબ્બર વધારો સાવ અણ-ધાર્યો, પણ અણધાર્યો એટલો જ સંગીન, થયો જ હોય. વખતે, વાંધો લેનાર કોઇ ગરીબ પણ તાતી કલમનો ભાવનાભીનો કીર્તિમાન લેખક હોય: એવાને હાથમાં લેવાને ઑફિસના બેંક-બેલેન્સમાં થોડોઘણો ઘટાડો પણ થયો જ હોય; વધુમાં, તેના પુસ્તકને શકવર્તી કહેનારૂં સવા-ત્રણથી ચાર કૉલમનું અવલોકન પણ પત્રમાં છપાયું જ હોય.

પણ આવા દાખલા જુજ બનતા. મોટે ભાગે તો, છાપાના વિચારોમાં કેવાં પરિવર્તન

ક્યારે થાય છે તે યાદ રાખવાની ફુરસદ કે વૃત્તિ વાચકવિશ્વમાં કોઇને હતી નહિ, એટલે પત્રકારનો ધંધો નિર્વિઘ્ન ચાલ્યે જતો. ઉપરાંત, પત્ર મારફત પરભજુ કામો કરવાની તક પણ એમણે કેટલીક વાર સાધેલી. આ રીતે કેળવાયલી પ્રજાનો સમભાવ પણ કાયમ એમની તરફેણમાં હતો.

આ પ્રકારના તેઓ પત્રકાર હતા. તેવા લોકસેવકને હોય છે તેમ દુશ્મનો પણ એમને હતા. એ બધા એમની પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ જિંદગી વિશે ઘણી તરેહવાર વાતો ફેલાવતા. એમની "અસંગતતાઓ"ને ઉઘાડી પાડવાનો પ્રસંગ મળે તે માટે ટાંપીને બેસતા ને એ પ્રસંગનો પૂરો ઉપયોગ કરતા. ... પણ એવું બધું તો કયા સાચા શહીદને નથી ખમવું પડ્યું ? તેઓ પણ ખમતા. તેમને પ્રત્યેક દિનાન્તે સંતોષ મળતો તે એટલો જ કે વર્તમાન ગુજરાતને ઘડવા તથા ભાવિનો પાયો નાંખવામાં મેં આજે મારી ફૂલપાંદડી અડગ શ્રદ્ધા ને ઊંડા સેવાભાવથી સમર્પી છે, જે સ્વીકારવાનો પરમકૃપાળુ જગન્નિયંતા અનુગ્રહ કરો.

“ ચોર છું. ચોર, પણ દુનિયાભરના સામાન્ય ચોરોથી સાવ જુદી જાતનો. એ લોકોનો ધંધો ઘણે ભાગે કાળી રાતે અને હમેશાં ચુપકીથી જ ચાલી શકે છે, એમણે ઘરોમાં ખાતર પાડવાનું હોય છે, ને એ જહેમત પછી પણ તીજોરી તોડવાની કડાકૂટ તો પાછી ખરી જ; વળી એમ કરતાં ઘરધણી જાગી ઊઠે, તો કાં તો નાસવું પડે, નહિ તો તેની સાથે બાથંબાથા થઈ જાય; એ પરિશ્રમને પરિણામે પોતે જો જીતે તો ગભરાટમાં થોડો જ માલ લઈને પોલ થવું પડે છે, ને હારે તો પકડાઈને કેદખાને સડવું પડે છે; અને કોઈ વાર સામો માણસ જોરાવર ઉપરાંત હથિયાર રાખનાર ને ઝનૂની પણ હોય, તો ચોર જેવો પકડાયો તેવો જ ત્યાંનો ત્યાં ઠાર થાય છે. એવો ખૂની ઘણે ભાગે કાયદાની ચુંગાલમાંથી પણ છટકી શકે છે; કેમ કે તેણે ‘આત્મરક્ષણ’ ખાતર ખુન કરેલું. કેમ જાણે, ચોર ઘરધણીને મારી નાંખે છે, એ ખૂન તો પરોપકારબુદ્ધિથી થતું હોય.

"હશે. પણ મારે કહેવાનું એટલું જ છે કે મારી ચોરીઓના શાસ્ત્ર અને કલામાં એવા કોઇ પણ જોખમને સ્થાન નથી. હું ધોળે દહાડે, જરૂરપૂરતો બધો અવાજ કરીને, અને સામા ધણીની હાજરીમાં જ ચોરી કરું છું. ઘર ભાંગવાની તો વાત જ શી? પણ હું તો પહેલી પંક્તિના સદ્ગૃહસ્થ તરીકે, ઘણીખરી વાર તો ઘરવાળાના દિલોજાન દોસ્ત તરીકે જ, ઘરમાં પેસું છું; તેની સાથે એક જ ગાદી કે સોફા પર કલાકો સુધી ખુશખુશાલ ગુફતેગોથી આનંદ લઉં-દઉં છું; અને મારા પરાક્રમની પરાકાષ્ઠા તો અહીં આવે છે—જે વસ્તુની ચોરી મારે કરવાની હોય છે, તે મારી મેળે શોધવા કે કાઢવાની તસદી લીધા વિના, પેલાને જ શ્રીહસ્તે તેના કબાટમાંથી કે અભરાઇ પરથી કઢાવીને, પાછો જતી વખતે તેને હસતે મુખે 'જય જય' 'સાહેબજી' કે એવું કૈંક નિર્દોષભાવે કહીને, તદ્દન જ હળવે હૈયે ને શાન્ત, નચિંત મગજે, તેના ઘરમાંથી બહાર પડી મારા ઘરનો રસ્તો લઉં છું.

"આટલી સીફતબંધ કરેલી ચોરીની એક વધુ વિશેષતા એ છે કે, જ્યારે એ હું કરું છું ત્યારે તો મારું કૃત્ય ચોરી હોવાનો વહેમ પણ કોઇને આવી શકતો નથી. એથી ઊલટું, હું એ

વસ્તુ અમુક મુદતમાં પાછી આપનાર છું એમ કહેવાની શાહુકારી પણ તેના માલિક પાસેથી એ આભારપૂર્વક લેતી વેળા હું દર્શાવું છું. મારા વચનમાં તે વિશ્વાસ મૂકે છે—કાં તો ભોળો શંભુ હોવાને લીધે, અથવા તો કૃષ્ણ જેવો કપટી, જમાનાખાધેલ ને દુનિયાદીઠેલ હોવા છતાં. અને મારા ગગનચુંબી કીર્તિમંદિર પર કળશ ચઢતો તો હું ત્યારે જોઉં છું કે જ્યારે, એની ચીજની મેં ચોરી જ કરી છે એમ જાણ્યા છતાં, એ જાણને પરિણામે એનું અંતર બળીને ખાખ થતું હોવા છતાં, મારાં સામે તેનાથી આંગળી પણ ઊંચી થઇ શકતી નથી. જેમ આત્માને તેમ મને પણ નથી કોઇ શસ્ત્રો છેદી શકતાં કે નથી અગ્નિ બાળી શકતો; નથી પાણી મને ભીંજવી શકતું, તેમ નથી વાયુ મને શોષી પણ શકતો. આવી સારી અલૌકિક અજેયતા હોય ત્યાં કાયદાની મદદથી મને કેદખાને મોકલવાની તો મગદૂર જ કોની?

"તમે કહેશો 'આવડી બડાઈ હાંકે છે એ તો જાણ્યું, પણ તું છે કોણ? ને શાની ચોરી કરવામાં આટલી બધી આવડત, નફટાઇ ને ધૃષ્ટતા તેં કેળવી છે?' સવાલો રાસ્ત . વ

દુરસ્ત છે. તમે અધીરા બનીને એ ન કર્યો હોત તો પણ હું એ બાબત પર જ આવતો હતો.

"પણ મારો આખો ઇતિહાસ સાંભળીને તો તમે શું કરશો? એ થોડામાં પતે તેવો નથી. ગ્રીસરોમના ગ્રોટ કે મોમ્સેને લખેલા દસગ્રંથી ઇતિહાસો કરતાં પણ લાંબો થાય એવો વિસ્તૃત મારો ઇતિહાસ છે. અને કેમ ન હોય? આદિકાળથી આજ લગીમાં મારા કૈં સેંકડો નાનામોટા અવતારો થઇ ચૂકયા છે. જગતના પાલણહાર વિષ્ણુભગવાન ઘણા મહાન છે તેની ના નહિ. પણ મારે નમ્રતાપૂર્વક કહેવું જોઇએ કે તેમણે તો જ્યારે વધુમાં વધુ ચોવીસ અવતાર ધરવાની જ હિંમત કરી છે, ત્યારે મેં યુગેયુગે એક તો શું, પણ એક યુગમાં અનેક અવતારો ધર્યા છે. —અને તે પણ, ધર્મની છેક ગ્લાનિ થઇને, ધર્મ મરવા પડે ત્યાં લગી પૃથ્વી પર અવતરવાની વાટ અખૂટ ધૈર્યથી જોયા વિના જ.

"ત્યારે મારા પરમ પ્રાચીન, પ્રાચીન અને મધ્યકાલીન સર્વ અવતારોને વીસારે નાંખીને, થોડાક મુખ્ય અર્વાચીન અવતારની જ ઓળખ તમને કરાવું. આમ કરવાનું બીજું કારણ પણ છે: સકળ સમયોમાં સર્વશ્રેષ્ઠ તો એકમાત્ર અર્વાચીન સમય જ છે, એવું તમ સરખા અર્વા-

વસ્તુ અમુક મુદતમાં પાછી આપનાર છું એમ કહેવાની શાહુકારી પણ તેના માલિક પાસેથી એ આભારપૂર્વક લેતી વેળા હું દર્શાવું છું. મારા વચનમાં તે વિશ્વાસ મૂકે છે—કાં તો ભોળો શંભુ હોવાને લીધે, અથવા તો કૃષ્ણ જેવો કપટી, જમાનાખાધેલ ને દુનિયાદીઠેલ હોવા છતાં. અને મારા ગગનચુંબી કીર્તિમંદિર પર કળશ ચઢતો તો હું ત્યારે જોઉં છું કે જ્યારે, એની ચીજની મેં ચોરી જ કરી છે એમ જાણ્યા છતાં, એ જાણને પરિણામે એનું અંતર બળીને ખાખ થતું હોવા છતાં, મારી સામે તેનાથી આંગળી પણ ઊંચી થઇ શકતી નથી. જેમ આત્માને તેમ મને પણ નથી કોઇ શસ્ત્રો છેદી શકતાં કે નથી અગ્નિ બાળી શકતો; નથી પાણી મને ભીંજવી શકતું, તેમ નથી વાયુ મને શોષી પણ શકતો. આવી મારી અલૌકિક અજેયતા હોય ત્યાં કાયદાની મદદથી મને કેદખાને મોકલ-વાની તો મગદૂર જ કોની?

“તમે કહેશો ‘આવડી બડાઈ હાંકે છે એ તો જાણ્યું, પણ તું છે કોણ? ને શાની ચોરી કરવામાં આટલી બધી આવડત, નફટાઇ ને ધૃષ્ટતા તેં કેળવી છે?’ સવાસો રાસ્ત ..વ

દુરસ્ત છે. તમે અધીરા બનીને એ ન કર્યો હોત તો પણ હું એ બાબત પર જ આવતો હતો.

"પણ મારો આખો ઇતિહાસ સાંભળીને તો તમે શું કરશો? એ થોડામાં પતે તેવો નથી. ગ્રીસરોમના ગ્રોટ કે મોમ્સેને લખેલા દસગ્રંથી ઇતિહાસો કરતાં પણ લાંબો થાય એવો વિસ્તૃત મારો ઇતિહાસ છે. અને કેમ ન હોય? આદિકાળથી આજ લગીમાં મારા કૈં સેંકડો નાનામોટા અવતારો થઇ ચૂક્યા છે. જગતના પાલણહાર વિષ્ણુભગવાન ઘણા મહાન છે તેની ના નહિ. પણ મારે નમ્રતાપૂર્વક કહેવું જોઇએ કે તેમણે તો જ્યારે વધુમાં વધુ ચોવીસ અવતાર ધરવાની જ હિંમત કરી છે, ત્યારે મેં યુગેયુગે એક તો શું, પણ એક યુગમાં અનેક અવતારો ધર્યા છે. –અને તે પણ, ધર્મની છેક ગ્લાનિ થઇને, ધર્મ મરવા પડે ત્યાં લગી પૃથ્વી પર અવતરવાની વાટ અખૂટ ધૈર્યથી જોયા વિના જ.

"ત્યારે મારાં પરમ પ્રાચીન, પ્રાચીન અને મધ્યકાલીન સર્વ અવતારોને વીસારે નાંખીને, થોડાક મુખ્ય અર્વાચીન અવતારની જ ઓળખ તમને કરાવું. આમ કરવાનું બીજું કારણ પણ છે: સકળ સમયોમાં સર્વશ્રેષ્ઠ તો એકમાત્ર અર્વાચીન સમય જ છે, એવું તમ સરખા અર્વા-

ચીન વાચક હાલના સઘળા સુજ્ઞ વાચકોની માફક મનથી નક્કી કર્યું હશે એવી મારી ખાતરી છે.”

× × ×

“ હું તેવામાં ‘ભરતખંડ’નો તંત્રી હતો. તાજેતરનો વિધુર પણ હતો. આ દુઃખી મનોદશામાં ન મારાથી ઑફિસમાં કંઈ કામ થાય, ન તો ઘરમાં જરા ય ચેન પડે. આથી, મારો એક મદદનીશ જે થોડોક મિત્ર જેવો પણ હતો, તેને ત્યાં મેં મનને રમાડો કરવા કોઈ કોઈ વાર જવા માંડયું. એક દહાડો હું એવી રીતે તેને ત્યાં પહોંચ્યો ત્યારે, પોતાની અનેક વિષયોની દોઢસો-બસો ચોપડીઓના પથારા વચ્ચે તેને મેં બેઠેલો જોયો. ઘણે દહાડે તે એ ચોપડીઓ ગોઠવવા અને કબાટ સાફ કરવા બેઠો હશે એમ લાગ્યું.

“ એને જોયો કે તરત જ મારી દાઢ સળકી—એટલે કે સૂક્ષ્મ શરીરની, મનોમય દેહની દાઢ. મારા જેવો સાહિત્યનો જન્મજન્માંતરનો રસિયો આટઆટલી ચોપડીઓ ઢગબંધ પડેલી જુએ, ને તેમાંની બે પાંચ પણ ગૃહસ્થાઈપૂર્વક તફડાવવાની દાનત ન કરે એ બને જ કેમ ! પણ મારો

મિત્ર મારા જેવા રીઢા ચોપડીચોરોથી બહુ ટેવાઈ ગયો હશે એમ લાગ્યું. તેણે ક્યાં લગી તો, એકેક ચોપડી હું જરા જોઈતપાસીને વાંચવા લઈ જવા માગું, તેમતેમ કૈં ને કૈં બહાનું બતાવીને–'એ હજી કાલે જ આવી; મેં જોઈ પણ નથી. પછી તમને જરૂર આપીશ;' અથવા તો, 'જુઓને, એ કેટલી ફાટી ગઈ છે! પાનેપાનું જાણે નોખું. એટલે હમણાં તો બંધાવવા આપવી પડશે, મેં બાઈંડરને આજે જ સવારે બોલાવેલો એ ને બીજી થોડીક લઈ જવા; પણ સાલો કોણ જાણે કેમ આખા દહાડામાં ફરક્યો જ નહિ' એમ દયામણે અથવા ક્રોધાળ ચહેરે કહીને આપવાની ના પાડી. તેનું આ વલણ જોઈને મેં પણ લાગણીશૂરા થવા માંડ્યું. ઢગલામાંથી ચામડાના પૂંઠાનું 'ધ હોલી બાઈ-બલ' ઉપાડીને મેં કહ્યું: "આ તો મને આપવું જ પડશે;" પછી હું ગળગળો બન્યો: "તમે જાણો તો છો ... ... હમણાં પેલા માઠા બનાવથી મારા મનની સ્થિતિ... શું કરીએ? પ્રભુની મરજી... પણ અત્યારે મને–મને 'બુક ઓફ જોબ' યાદ આવે છે. અમારા મેકિકનકાકાએ કેટલા ઉત્સાહથી ને ઝીણવટથી એ શીખવેલી!

ચીન વાચક હાલના સઘળા સુજ્ઞ વાચકોની માફક મનથી નક્કી કર્યું હશે એવી મારી ખાતરી છે.”

× × ×

“હું તેવામાં ‘ભરતખંડ’નો તંત્રી હતો. તાજેતરનો વિધુર પણ હતો. આ દુઃખી મનોદશામાં ન મારાથી ઓફિસમાં કંઈ કામ થાય, ન તો ઘરમાં જરા ય ચેન પડે. આથી, મારો એક મદદનીશ જે થોડોક મિત્ર જેવો પણ હતો, તેને ત્યાં મેં મનને રમાડો કરવા કોઈ કોઈ વાર જવા માંડ્યું. એક દહાડો હું એવી રીતે તેને ત્યાં પહોંચ્યો ત્યારે, પોતાની અનેક વિષયોની દોઢસો–બસો ચોપડીઓના પથારા વચ્ચે તેને મેં બેઠેલો જોયો. ઘણે દહાડે તે એ ચોપડીઓ ગોઠવવા અને કબાટ સાફ કરવા બેઠો હશે એમ લાગ્યું.

“એને જોયો કે તરત જ મારી દાઢ સળકી–એટલે કે સૂક્ષ્મ શરીરની, મનોમય દેહની દાઢ. મારા જેવો સાહિત્યનો જન્મજન્માંતરનો રસિયો આટઆટલી ચોપડીઓ ઢગબંધ પડેલી જુએ, ને તેમાંની બે પાંચ પણ ગૃહસ્થાઈપૂર્વક તફડાવવાની દાનત ન કરે એ બને જ કેમ! પણ મારો

મોંએ થઇ ગઇ હોય તો પણ હું નવાઇ ન પામું."
—"અરે એમ તે વળી મોંએ થતી હશે ? એ વાંચ્યાને આજે સાત વરસ થઇ ગયાં. મેટ્રિક વખતે મને એ મળી'તી. મને યાદ છે તે પ્રમાણે, એકસ્ટ્રા રીડિંગમાં મેં પહેલામાં પહેલી વાંચેલી, તે આ સ્કેચ–બુક જ.'—' બરાબર. સરસ હશે, નહિ ? અર્વિંગ તો એના સમયનો સૌથી મોટો લેખક થઇ ગયો. એ અમેરિકાનો ગોલ્ડસ્મિથ પણ ગણાયો છે, નહિ ?'—' હા. ' અને તેણે મારા હાથમાં ચોપડી હતી, તે તરફ હાથ લંબાવ્યો. ' પણ ઊભા તો રહો ' કહીને મેં ચોપડીમાં જોયું. " આ 'સ્લીપી હોલો 'વાળો સ્કેચ કેવોક છે ? " પછી તરત જ,—' ઓહો, રિપ વાન વિંકલ પણ આમાં જ જણાય છે ? હવે તો મારે એ વાંચવી જ પડશે. એ ઉંઘણશી બહુ હતો એમ સાંભળીએ છીએ, પણ એની આખી વાતની મને ખબર નથી. ને છાપાંમાં તો કેટલી બધી વાર એનું નામ આવે છે, જ્યારે ને ત્યારે ? એટલે મારા જેવા જર્નાલિસ્ટે તો જરા પણ ઢીલ વિના એ વાંચી લેવી જોઇએ ' અને તુર્ત જ એ પણ બગલમાં દાખલ થઇ ગઇ. ' લ્યો ત્યારે સાહેબજી. હમણાં તો તમે કામમાં છો એટલે વળી બીજી વાર આવીશ. ' કહી મેં રજા માગી. રજાનો આપનાર બીડાયલા હોઠ પાછળ બત્રીસી પીસતો

એ આમાંથી વાંચીશ.ને દુઃખીઆરા જોએ જેવી અડગ ધીરજ કેળવેલી તેવી હું પણ કેળવવાનો પ્રયાસ કરીશ." આટલું કહીને, વધુ સવાલજવાબ થાય તે પહેલાં જ, મેં એ બગલમાં મારી અને જવા સારુ ઊભો થયો.

"ઊભો થયો કે મારી નજર પીંપલ્સ લાઇબ્રેરીમાંની એક લીલી, ઘાટીલી, સોનેરી નામવાળી લંબચોરસ ચોપડી પર પડી. 'ધ સ્કેચ-બુક બાઇ વૉશિંગ્ટન અર્વિંગ'—મેં તેની પર વાંચ્યું. એ ચોપડીનાં વખાણ મેં ઘણાં સાંભળ્યાં હતાં, પણ વાંચેલી નહિ. હું નીચો વળ્યો. 'સ્કેચ બુક' લીધી. મારા મિત્રના મોં પર વારાફરતી રતાશ ને ધોળાશ આવવા માંડી. હું અક્ષર પણ ઉચ્ચારું ત્યાર પહેલાં "ભાઇ-સાબ, એ તો હું નહિ જ આપું હોં. કદી કોઇને મેં નથી આપી એ, મને સ્કુલમાં મળેલાં ઇનામોમાં એ સૌથી પહેલી મને મળેલી, એટલે કોઇ દિવસ મારાથી વિખૂટી એને કરતો જ નથી." હું: "અરે પણ જોવા તો દો," પાનાં ફેરવતાં ધીમે રહીને મેં કહ્યું. પછી: "તમે તો વાંચી લીધી લાગે છે. આ શું! પાનેપાને શબ્દના અર્થો લખ્યા છે ને! યુ હેવ ઇવન સ્ટડીડ ઇટ. અત્યાર લગીમાં તમને આપીએ

મોંએ થઇ ગઇ હોય તો પણ હું નવાઇ ન પામું."
—"અરે એમ તે વળી મોંએ થતી હશે ? એ વાંચ્યાને આજે સાત વરસ થઇ ગયાં. મેટ્રિક વખતે અને એ મળી'તી. મને યાદ છે તે પ્રમાણે, એક્સ્ટ્રા રીડિંગમાં મેં પહેલામાં પહેલી વાંચેલી, તે આ સ્કેચ-બુક જ.'—' બરાબર. સરસ હશે, નહિ ? અર્વિંગ તો એના સમયનો સૌથી મોટો લેખક થઇ ગયો. એ અમેરિકાનો ગોલ્ડસ્મિથ પણ ગણાયો છે, નહિ ?'—' હા.' અને તેણે મારા હાથમાં ચોપડી હતી, તે તરફ હાથ લંબાવ્યો. ' પણ ઊભા તો રહો ' કહીને મેં ચોપડીમાં જોયું. " આ 'સ્લીપી હોલો 'વાળો સ્કેચ કેવોક છે ?" પછી તરત જ,—' ઓહો, રિપ વાન વિંકલ પણ આમાં જ જણાય છે ? હવે તો મારે એ વાંચવી જ પડશે. એ ઉંઘણશી બહુ હતો એમ સાંભળીએ છીએ, પણ એની આખી વાતની મને ખબર નથી. ને છાપાંમાં તો કેટલી બધી વાર એનું નામ આવે છે, જ્યારે ને ત્યારે ? એટલે મારા જેવા જર્નાલિસ્ટે તો જરા પણ ઢીલ વિના એ વાંચી લેવી જોઇએ ' અને તુર્ત જ એ પણ બગલમાં દાખલ થઇ ગઇ. ' લ્યો ત્યારે સાહેબજી. હમણાં તો તમે કામમાં છો એટલે વળી બીજી વાર આવીશ.' કહી મેં રજા માગી. રજાનો આપનાર બીડાયલા હોઠ પાછળ બત્રીસી પીસતો

લાગ્યો. બારણા પાસે હું પહોંચ્યો ત્યારે જ તેનાથી સહેજ ધ્રૂજતે સાદે બોલી શકાયું. ‘ હા. આવજો. પણ સ્કેચ-બુક જરા વહેલી પાછી મોકલજો, હોં.’–‘ હા. હા. બે ત્રણ દી’માં જ. મારે કૈં આખી નથી વાંચવી. બેફિકર રહેજો. બરાબર સંભાળીશ. ને બાઇબલ પણ આ દસ દહાડા વીતે કે પાછું આવ્યું જ સમજો.’ આમ ધરપત આપીને મેં એનું ઘર છોડયું.

પછી તો ‘ બેત્રણ દી ’ ઘણી વાર આવ્યા ને ગયા. મારી બૈરીના દસ દહાડા અને તે દરમિયાનનું દુઃખ, ને ધૈર્યવીર જોબની સોબત; બધું હવે બહુ જૂનું થઇ ગયું છે. બૈરીનાં પાંચ છ સુવાવડ પણ આવી ગયાં અને પહેલા ને બીજા સુવાવડ વચ્ચે મારું પુનર્લગ્ન પણ એક કુંવારી કન્યા જોડે થઇ ગયું.... આમ સંસારની ઘટમાળ નિરંતર ફર્યા કરી છે; અને તેની અસર, અત્યારે પણ મારા કબાટમાં નિર્ભયતાથી વિરાજતી એ દિવસની ડબલ લૂંટ પર થઈ છે. એ બેમાંનું બાઇબલ ઉધઇને વધારે ભાવ્યું જણાય છે, તો અર્વિંગની અમર કૃતિ ઘણી વાર ફરીફરીને વંચાયલી હોવાથી, પૂંઠાવિહોણી બની છે. એમના મૂળ માલિકથી, ઉપલી મુલાકાત પછી વળતે જ મહિને, હું ઘણો દૂર જઇ પડેલો; અને

ત્યાર પછી નસીબે અમને બેઉને એકેકના વિજોગી જ રાખ્યા છે; ને કાયમ ખાતે એમ જ રાખશે એમ લાગે છે."

× × ×

"આ વખતે મારો આત્મા—ગામના સફળ વકીલ-સાહિત્યકારમાં ઊલટ્યો હતો. ધંધો વકીલનો, ને શોખ સાહિત્યનો. એ જિંદગીમાં મને એક વાર વેદના વારાનું નાટક લખવાની ઊર્મિ થઇ આવી. 'આર્યત્વ'ના મારા અનેરા અર્થોને પ્રતાપે, એ નાટકમાં એક જગ્યાએ એવું આવતું હતું કે, મારે નૈષ્ઠિક બ્રહ્મચર્યના આદર્શની વ્યંગ્યમાં ઠેકડી કરવી. એ કાર્યની સિદ્ધિ બરાબર થઈ શકે એટલા માટે મારે 'જયા અને જયંત' જોઈતું હતું. પહેલાં તો મારી પાસે એની નકલ હતી, પણ કોઇ બેશરમ ચોપડીચોર એ ઉઠાવી ગએલો,—તે પાછી લાવે જ છે, આજની ઘડી સુધી. આ કારણથી, મારા સાહિત્યરસિક કારકુન કને થી મેં એ માગી, કેમ કે એક બે દહાડાનાં કામને સારુ વળી બજારમાંથી કોણ મગાવે?—ને તે પણ, એવા અશક્ય આદર્શોથી ભરેલી ચોપડી? કારકુન ગિયાનો 'જયા અને જયંત'ની અસલ, પહેલી આવૃત્તિ બીજે જ દહાડે સવાર-

આં મારે ઘેર લઇ આવ્યો. ચોપડી મને આપતાં તેણે તેનું પહેલું જ પાનું-પૂંઠા પછીનું કોરું પાનું-જરા સંકોચાતાં મારી સામે ધર્યું, મીચુક મીચુક હસ્યો, ને બોલ્યો: "જરા સં-સંભાળશો ને?" પેલા પાના પરનું લખાણ વાંચી તેના સંકોચ અને સ્મિતનું કારણ હું સમજ્યો. કોઇ મશ્કરા ભાઇબંધે એને લગ્ન જેવા બ્રહ્મચર્યભંગના પ્રસંગે એ નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રતી તેને ભેટ આપેલી એમ સમજાયું. 'ઓહો! એમ કે?' મેં પણ હસીને કહ્યું; "ભલે કૈં વાંધો નહિ. પરમ દહાડે મને ઑફિસમાં સંભારજો. આપી દઇશ."... ... ...

થયું એવું કે, એ દહાડો આવ્યો ત્યારે ભુલકણો હું 'જયા-જયંત'ની પરમ નૈષ્ઠિક સંગતિ વગર જ ઑફિસે ગયો; પછી બીજે દહાડે કારકુન માંદો પડ્યો; તે અઠવાડીઆ લગી ઘેર રયો; ને એ સાજો થઇ ચિંતાભર્યો મારે ત્યાં એની ચોપડી લેવા આવ્યો ત્યારે ટેબલ પર જોઉં તો-ઓત્તારી! એ ચોપડી જ ન મળે. એને મારી ગેરહાજરીમાં કોઇકે પગ આણ્યા હતા એ ચોક્કસ. મેં ઘણી તપાસ કરી, નોકરોની ઊલટ તપાસ લીધી-બધી ખૂબ કડાકૂટ કરી. પણ એ નૈષ્ઠિક બ્રહ્મચારિણી તો કોઇ બીજાત્રીજાના ઘરમાં જઇને બેઠી તે બેઠી જ. એનો આગલો

ધણી-કારકુન આ જાણીને રોવા જેવો થઈ ગયો. "અરે ભલા આદમી, એમાં એટલા ગભરાઇ શાના ગયા ? બીજી લેજો. લ્યો આ સવા રૂપીઓ." મેં કહ્યું. તેણે હાથ જોડી એ લેવાની ના પાડી, મોંએ શેરડા પાડ્યા, બોલ્યો: "પણ સાહેબ, હવે નવી શા કામની ? પેલી તો ગઇ જ ને ?... ... એ લગનમાં મળેલી ભેટ હતી, મારા મિત્રના હસ્તાક્ષરવાળી, અને–'–' અરે હા ભઇ ! ' હું કંટાળતાં બોલ્યો. " પણ એનું કરીએ કેમ, હવે ? લગનમાં મળેલી બૈરી જેવી બૈરી પણ કોઇ વાર ગુમ થાય છે, ને તેમ નહિ તો મરી પણ જાય છે; તો આ તો એક ચોપડીની વીસાત. એક ગઇ તો બીજી. બીજું થાય શું–" ' અરે સાહેબ, એ શું બોલ્યા ?' કરીને એ એકચોપડીવ્રતધારી વળી પાછો એના મનના ખાંદલાપણાનું કંઇ પ્રદર્શન કરવા જતો હતો. પણ, વધુ વખત નથી, હજી તો આજની બીડ઼ો બધી વાંચવાની બાકી છે, વગેરે કહી તેને મેં રુખસદ આપી. ... પાછળથી જે વિચાર આવ્યો તે, બીજાં દેખીતાં કારણોને લીધે, તેમ જ એની વહુ જીવતી હોવાથી તેમ જ એની નાતમાં બે પરણાય તેવું નહોતું તેથી, તેને તો ન કહ્યો, પણ અહીં નોંધવાની છૂટ લઇશ કે "એટલું બધું લાગી આવતું હોય તો પરણ

ફરીથી, એટલે ફરીથી કોઇક એવાં જ ભાવભીનાં આશીર્વચનો સાથે એ જ ચોપડી તને ઉમળકાભેર ભેટ આપશે, ને તારા મનની મુરાદ બર આવશે."

× × ×

"મારો ત્રીજો જાણવાજોગ અવતાર સરકારી નોકર તરીકેનો હતો. કૉલેજ છોડ્યા પછી થોડે જ વખતે એ સુખની નોકરી મારા વડીલની મોટી લાગવગને લીધે મળેલી. નોકરી તદ્દન કારકુનની નહિ પણ પેટા–અમલદારની હતી, એટલે ઑફિસમાં પણ ફુરસદ રહેતી. વળી મારો સ્વભાવ તરવરીઓ ખૂબ, એટલે તેને કૈં ને કૈં કામ તો જોઇએ જ. આથી મેં ઑફિસમાં અંગ્રેજી નવલકથાઓ, નાટકો, વગેરે લાવીને વાંચવા માંડ્યાં. એક વાર એવું વખતમારું સાધન ઘેરથી લાવવાનું હું ભૂલી ગએલો, ઉપરી સાહેબ પણ બહારગામ ગએલા, કામ બિલકુલ ન કરીએ તોપણ ચાલે એવું હતું, ને શું કરવું તેની મહામૂંઝવણ થઇ પડી હતી. ત્યાં તો મારો મિત્ર વ— તેની ધીરી શી ચાલે, કોટનાં બટન ગુમાનભેર ખુલ્લાં રાખી, સોનાની ફ્રેમ પાછળથી તેની ઊંડી ગએલી આંખોને પણ જાણે ચમકાવવા મથતો, હાથમાં

ચામડાની અધી ખવાઇ ગયલી બેગ સાથે આવી પહોંચ્યો. એને જોઇને મને ઘણી નિરાંત થઇ. એ ના ના કરતો રહ્યો છતાં મેં એને બે-સવાબે કલાક બેસાડ્યો અને અમારા વાર્ત્તાલાપમાં અધિક રસ રેડવા, એટલા વખતમાં ત્રણ ત્રણ ડબલ કપ ને અર્ધો ડબો બિસ્કીટની મદદ પણ લીધી. એ કર્તવ્યોથી વિમુક્ત થઇને મેં એની બેગ મારી તરફ ખેંચી, વીંખી, ને બે નવી જ સુઘડ, પાતળી સરખી ચોપડીઓ તેમાંથી કાઢી લીધી. બેગ આઘી મૂકીને હું ચોપડીનાં પાનાં ફેરવતો હતો ત્યાં લગી તો વ– મૂંગો રહ્યો પણ પછી મેં જ્યારે એ બેઉને મારા ખાનામાં મૂકી ત્યારે, 'અરેરે—ભાઇ, એ શું કરો છો ?' તે આકળાઇ ઊઠ્યો. 'એ મારાથી એક પળવારે અળગી કરાય તેમ નથી, હોં. હજી તો હમણાં જ હું પ્રબોધભાઇ પાસેથી એ લઇને ચાલ્યો આવું છું. એમણે પણ મને એ માંડમાંડ આપી કેમ કે—' 'હવે બેસોને યાર !' મેં હાથનો ચાળો—અડધો નફ્ફટાપણાનો, અર્ધો તિરસ્કારનો, એવો ચાળો—કરીને તેના ભાષણને કાપી નાંખતાં કહ્યું. 'એમાં તે વળી એવી શી મતા બળી છે ? ને આજે હું એક ચોપડી ઘેરથી લાવ્યો નથી, એટલે વખત કેમ જાય ?'–'પણ ખોઇ નાંખશો તો ?' સવાલ

મને અપમાનરૂપ હતો, પણ અપમાન મેં મન પર ન લીધું. 'ખોવાશે તો વળી બીજી લાવી આપીશ. એમાં મોટી વાત શી છે? શો ને વાઇલ્ડનાં એફોરિઝમ વળી ક્યાંઈ બીજે નહિ મળે? તમારે જોઇએ એટલાં જ આ થેકરને ત્યાંથી અપાવું, કહો તો હમણાં જ.'–' અરે પણ તમે એની પર વાંચો તો ખરા. પ્રબોધભાઇને એ જન્મદિવસને દહાડે ભેટ મળેલી ચોપડીઓ છે. તમે ખોયા પછી નવી લાવો એ આવી હોય, તો પણ આની આ તો નહિ જ ને? એ બંને લેખક એમના એવા તો ફેવરિટ છે કે કંઈ વાત કહેવાની નહિ. વાતવાતમાં એમને એ ક્વોટ કરે છે. એમના લેખમાં તો–' 'હા રે હું જાણું છું તો. તમારા પ્રબોધભાઇના લેખોમાં પારકા વિચારોના સંગ્રહસ્થાન સિવાય બીજું હોય છે શું?' અલબત્ત, આ તદ્દન ખરું નહોતું પણ મારે પેલાને ગભરાવી, અકળાવી, ચીઢવી, ગમે તે રીતે આડી વાતે ચઢાવવો હતો. એ પ્રમાણે તે ચઢ્યો અને તેનો ઉશ્કેરાટ ઘણોખરો શમી ગયો. પછી અમે બીજીત્રીજી વાતો ઘણી કરી. સાડાચારે એ જવા ઊઠ્યો ને પાછી ચોપડીઓ માગી. જવાબ-માં મેં મારા અસહ્ય એકલપણાનું દુઃખ તેની પાસે વર્ણવી, માત્ર એક દિવસ એ ચોપડીઓ મૂકી જવાની કાકલુદી તેની પાસે કરી મારે જીવને

જોખમે પણ એ બેઉને સાચવીશ અને એ અબોધકુમારને અણીશુદ્ધ દશામાં પાછી આપી શકાશે એ વિશે શંકા ન ધરવા કહ્યું. આટલી બધી કડાકૂટને અંતે તે કચવાતો કચવાતો પણ ચોપડી વિના ગયો તો ખરો ...પછી તો અમે ઘણીએ વાર મળ્યા ને છૂટા પડ્યા. હરવખતે લાજ-શરમ વગરનો એ માણસ પેલી ચોપડીઓની વાત કાઢવાનું ચૂકતો નહિ, ને હરવખતે મારે તેને ઉડાવીને, બહાનાં બતાવીને, કે વધારે રસીલી વાતો ભણી વાળીને, શાંત કરવો પડતો. બીજું શું કરું ? હકીકત એ હતી કે ચોપડીઓ મારા હાથમાં આવી, ને મેં જરાતરા એ વાંચી ન વાંચી, ત્યાં તો, તેમાંની એકને મારી પાસેથી બીજો જ માણસ–જે શોનો એવો તો રસીઓ હતો કે બરાબર એના જેવાં જ સ્વતંત્ર નાટક પોતે ગુજરાતીમાં લખનાર છે એવી મને તેણે વારંવાર ખાતરી આપેલ, તે—ઉઠાવી ગએલો, ને તેણે એ ખોઇ નાંખી. બીજી ચોપડી મારા ભત્રીજાએ મને પૂછ્યા વિના તેના એક ઓળખીતાને આપેલી, ને ઓળખીતો ત્યારબાદ તુર્ત જ, એના બાપની અણધારી બદલી ઇલાકા-ને બીજે છેડે થઇ ત્યાં ચાલ્યો ગએલો; એટલે ચોપડી પણ, ઇલાકાના બીજા છેડાની હવા તેને વધુ માફક આવી કે કોણ જાણે કેમ, પરંતુ આજ

લગી પાછી ફરી જ નથી. ઓળખીતાનું નવું ઠેકાણું પણ અમારી પાસે નહોતું. ... આ બધી કથની જ્યારે ન જ ચાલ્યું ત્યારે મેં વ–ને કહી—લગભગ તેનો નાચીઝ ગુલામ હોઉં તેવા હાવભાવથી. પણ એ નિષ્ઠુરતાના સાગર પર કદી એની અસર થાય ? એટલે તેણે તો ચોપડી જેવી ચીજ માટે અમારો સંબંધ હમેશનો ખાટો કરી નાંખ્યો છે.

કેવાં નાદાન માણસો દુનિયામાં થાય છે ?"

× × ×

"મારી અવતારલીલાના પુરાણના આટલા અધ્યાય પરથી કોઇ એમ ન માની લે કેઃ માલિક–ને ઘણી પ્રિય હોય તેવી જ પારકી ચોપડીઓને હમેશાં મેં પોતાની કરવાનો પ્રયાસ કર્યો છે. અલબત્ત, મળી ત્યાં એવી તકને મેં જવા દીધી નથી. વળી કેટલાક પ્રસંગોએ તો ભેટસોગાદનું નહિ પણ તદ્દન વિરલ ને અપ્રાપ્ય પુસ્તક, કે પછી, અભ્યાસી માલિકે ખૂબ મહેનત કરીકરી જેના હાંસીઆમાં મહત્ત્વભર્યાં ટિપ્પણો કર્યાં હોય, તેવું પુસ્તક પણ મેં પરાક્રમપૂર્વક તફડાવ્યું છે. આમાંની પહેલી રીતે મેં એક ફારસી ડીકશનરી અને બીજી રીતે માર્વિનસંપાદિત 'હિસ્ટરી એંડ પ્રોગ્રેસ' ઘણા વખત પહેલાં મારી લાઇબ્રેરીમાં ઉમેર્યાં હતાં. આપનાર આપતી વેળા મને ભાર

દઇદઇને ચેતવણી આપેલી કે મારે તેને એ બેઉ પાછાં આપ્યા વિના નહિ ચાલે. અને મેં પણ, તદ્દન પ્રમાણિકપણે, એટલો જ ભાર દઇને તેને ખાતરી આપેલી, કે જીવ જાય તો શું થયું? પણ પુસ્તકને કશી આંચ આવવા નહિ દઉં ... પછી તો, મને લાગે છે, મારા મન પર એવા ભયંકર માનસિક બોજા એક પછી એક પડયા, કે મને એ વચન યાદ નહિ રહ્યું હોય, અથવા તો એમ બન્યું હોય, કે ગરીબી મારા વચનપાલનની આડે આવી હોય. ગમે તેમ, પણ એટલું તો અત્યારે હું ચોકસાઈથી કહી શકું તેમ છું, કે મારી કેટલીક ચોપડીઓ થોડા વખત પર મેં વેચી, તેની ભેગાં વેચાયલાં એ ફરહંગ અને એ લેખસંગ્રહ, બેઉની મને ઘણી સારી કિંમત ઊપજી હતી.

"મારી ઘણી સિદ્ધિઓમાંની આ તો થોડી જ છે. બાકી તો મારો ધંધો ઘણા જૂના કાળથી ચાલતો આવ્યો છે, ને કાળના અંત લગી ચાલવાનો છે. જે પળે લેખનકળા અને મુદ્રણકળાની શોધ થઇ, છેક તે પળથી મારા અવતારોની આ અદ્દભુત લીલા શરૂ થઇ છે. તે કાળથી મનુષ્યોએ 'ગરથ ગાંઠે ને વિદ્યા પાઠે' એ સૂત્રના ઉત્તરાર્ધને વીસારે નાંખ્યો. એવા વીસારથી અપમાન પામી સરસ્વતીદેવીએ આખીયે પુસ્તકપ્રેમી આલમને શાપ દીધો છે

કે, વિદ્યા જેવા ગહન અને પવિત્ર વિષયમાં તે પરાધીન બની, માટે તેવા એકેએક માણસને જિંદગીમાં ઓછામાં ઓછી પોતાની એકાદ બે ચોપડીઓ તો શાહુચોરીથી ચોરાઈ જવાનું દુઃખ ખમવું જ પડશે. પછી દેવીએ પોતાનો શાપ સાર્થ થાય માટે મને સરજ્યો. એમના કૃપાપ્રસાદથી મેં જમાને જમાને વિધવિધ અવતાર ધારણ કરીને, પરાક્રમી (તેમ જ, સામાન્ય) ચોપડીચોરનું કર્તવ્ય યથાશક્તિ બજાવ્યું છે. અને હવે તો વિદ્યા-વિલાસીઓ 'વિદ્યા પાઠે'ની પુરાણી પદ્ધતિને સદાની અંજલી કરી બેઠા છે, એટલે મારો એક આત્મા અનેક રૂપો ધરતો અનંતકાળ લગી પોતાની આ આનંદકારી પ્રવૃત્તિ ચલાવી શકશે એવું વરદાન પણ દેવીએ મને આપી દીધું છે.

કેટલું દયાળુ વરદાન! કેવો ધન્ય અવતાર!"

શાનનો મહિમા અથાકપણે ગાનાર મોટા માણસો કેટલા નાના છે એ સત્યની ઝાંખી અગાઉ કેટલીક વાર તેમ આજે સવારના પહેલા જ પહોરમાં મને ફરી એક વાર થઈ.

એ સદ્‌ગૃહસ્થ મને છેક અજાણ્યા છે. એમનું નામઠામ, નાત કે જાત, કશું હું જાણુતો નથી. એમને જાહેર સભાઓમાં જોયા છે, એટલું વળી માફ. એ રીતે એમનાં દર્શન મને થઈ જતાં, ત્યારે ભાતભાતના તર્ક હું તેઓ કોણ હશે એ વિશે દોડાવતો. પહેલી નજરે એમની અતિશય ગોરી ચામડીને લીધે એ અંગ્રેજ લાગતા, પણ તુર્ત જ વરતાઈ આવતું કે મુખાકૃતિ દેશીની છે–એ પારસી જ હોવા જોઈએ. એમની સુઘડતા ને રૂઆબ પણ હમેશ ધ્યાન ખેંચે તેવા જ હતાં. આ પરથી, કશાએ વધુ કારણ વિના, મેં એમને સારા સરકારી હોદ્દેદાર માની લીધા હતા.

આજે એવું બન્યું કે છાપાવાળાએ એમની છબિ છાપી છે. અત્યાર લગી તેઓ માત્ર પોતાના શહેરમાં પ્રખ્યાત હતા. હવે છાપાવાળાએ નક્કી કર્યું છે કે આખા ઇલાકામાં પ્રખ્યાતિ પામવાની

લાયકી એમણે મેળવી છે. આથી એ પરોપકારી લોકસેવકો( અને જાતસેવકો )એ આ ગૃહસ્થની કારકિર્દી, એમનાં સુકૃત્યો, વખાણ ને છબિ : બધું હોંસભેર છાપવા માંડ્યું છે.

આ ધમાલથી ગૃહસ્થને અને એમના પ્રચારકોને મોટો લાભ થયો જ હશે, તેની ના નહિ. એ લોકો કારકિર્દી છાપે તેનો પણ મારે એમની કે કોઇની જોડે કજીઓ નથી. પણ છબિ અને તેની નીચે નામ પણ જાહેર રીતે છાપીને, નજર પડ્યા વિના ન જ રહે તેમ છાપીને, આઠમા પાનાની વચ્ચોવચ છાપીને, ધમાલખરા પરોપકારીઓએ મારી સ્વપ્નસૃષ્ટિને પીંખી નાંખી છે. હવેથી એ માણસને મારે જ્યારે જ્યારે જોવાનો વખત આવશે, ત્યારે એને વિશે મારાથી મનમોજી કલ્પનાઓ નહિ થાય. આજથી તો, "એ ગોરા મોંવાળા માણસ તો ખા. બા. ... ... છે" એવું કાયમને માટે મારા દિલમાં થઇ જવાનું. જે જડવાદી, નીરસ શબ્દનું તેમનું નામ બનેલું છે, તેના ચારઅક્ષરી ચોકઠામાં જ હવેથી એ માણસ મારે માટે તો જકડાઇ રહેવાનો. ગયાં હવે એ નિરંકુશ પરિકલ્પનો; ગઇ હવે એ લહેરાતી અનિશ્ચિતતાની મીઠી મજાઓ.

જેવું માણસનું તેવું જ ઘરોનું. એક રીતે તો, માણસ કરતાં માણસનાં ઘરોથી જેમ આપણે વધારે અજાણ્યા રહીએ તેમ વધારે સુખી થઈએ છીએ. સાચે જ, ઘરો વિશેનું વિસ્તૃત ઊંડું જ્ઞાન મને ઘણી વાર દુઃખકારક નીવડ્યું છે.

ગયે અઠવાડિયે જ એવો એક અનુભવ થયો. શહેર બહાર એક રોનકદાર નવો બંગલો બંધાઈને પૂરો થયો હતો ને થોડે દૂર બીજો બંધાતો હતો. શહેરના કોલાહલથી સુદૂર એવી એ ખુશનુમા જગ્યા, ત્યાંની શાંતિ અને એકાંત, ને વધારામાં, બંગલાઓમાં જે પુષ્કળ સુખસગવડ, જે બધા પ્રકારની ઊંચી જાતની સોઈ દેખાતી હતી, તે પરથી મારા મનમાં તેમના માલિકોનાં સદ્ભાગ્ય અને સંસ્કારિતાના કૈં કૈં વિચારો આવતા હતા.

પછી એક દહાડો હું મારા ઇષ્ટમિત્ર સદાશંકર જોડે એ તરફ ફરવા ગયો. તેઓ માસ્તર હતા એટલે હમેશાં બીજાઓમાં જ્ઞાનનો વધારો કરતા રહીને એમનું ભલું કરવું એ એમનો ધંધો હતો. તેઓ જ્યારે જ્યારે કૈં પણ બોલે, ત્યારે સાંભળનાર તેમની જ્ઞાનગંગાનો તરસ્યો શિષ્ય હોય તેવી રીતે જ વાત કરવાની ટેવ એમને પડી હતી. આથી, અમે તે દહાડે બંગલા પાસેથી નીકળ્યા ત્યારે, મને પણ આંકડા

પર બેઠેલ નિશાળીઓ માનીને એમણે, વગર-પૂછયેગાછયે એ બંગલાઓના માલિકોની ઓળખાણ મને કરાવી નાંખી; અને–મારા ઝગ-મગતા સ્વપ્નને ઓલવી નાંખ્યું.

નવા જ્ઞાનના અંધારામાં હવે મને દેખાયું કે બંધાઇ ચૂકેલા આલેશાન બંગલાનો ધણી એટલો અભણ હતો કે પોતાની સહી સુદ્ધાં કરી શકતો નહિ; અને એટલો મૂર્ખ પણ હતો કે કોઇ ચબરાક જુવાનિયો તેને સવારથી સાંજ લગી બનાવ્યા કરે તો પણ તેનું ભાન તેને થાય નહિ. બીજા બંગલાવાળો હતો તે, સદાશંકરના જ વર્ણન પ્રમાણે, "આખા ગામનો ઉતાર" હતો.

આ જ્ઞાન ચોંકાવનારું નીવડવા માટે ઝાઝું કારણ ન હોય એ બરાબર છે. આપણે સમજીએ કે પૈસાદારો એવા જ હોય. પણ મને શોક થતો હતો તે, એ બે લક્ષ્મીપુત્રોનાં અપલક્ષણોથી એમનાં જીવન દુઃખી થતાં હશે તેથી નહિ એટલો, હવેથી એ બે બંગલા જોઇને મને પહેલાંના કાવ્યમય ને સુખદ વિચારો આવતા નથી, ફક્ત એ બે જણાનાં અપશુકનિયાળ નામો જ યાદ આવે છે, તેથી. હું મારા મિત્રની પરોપકારી વૃત્તિનો ભોગ થયો ન હોત તો મારા અજ્ઞાનાનંદ-

માં જ આજે પણ મસ્ત હોત–તો મારે આ દહાડો જોવાનો આવત નહિ, એમ વારંવાર લાગ્યા કરે છે. પણ લખ્યા લેખ ક્યારે કોનાથી મિથ્યા થયા છે? ... ... ...

અને ધરતું તો સમજ્યા, પણ નિર્જીવ વસ્તુઓમાં કપડા જેવી ક્ષુદ્ર વસ્તુને લગતું જ્ઞાન પણ કોઇ વાર ભારે ઉત્પાત મચાવે છે. એ બાબતમાં એક મહાન અને મૂર્ખા રાજાનો દાખલો કોઇથી અજાણ્યો નથી.

નંદ રાજા મધરાત્રે નગરચર્યા જોવા નીકળ્યો અને નગરજનોની ચર્યા જોવાની ફરજ પૂરી બજાવ્યા વિના સીધો જ સીમ તરફ નદીકાંઠે જઇ પહોંચ્યો, ત્યાં તેણે ધોબીને લૂગડાં ધોતો જોયો, લૂગડાંમાંથી અદ્ભુત સુગંધ આવતી અનુભવી, એ કોઇ પદ્મણીનાં જ હોવાં જોઇએ એવી તેની ખાતરી થઇ... ... બસ; આટલે લગીનું તો બધું બરાબર બન્યું. પણ રાજા ખરો રસીઓ હોત, તો, એ સુંદર અને સુગંધી ચીરો અમ્મરો અને સાળુઓની ખુશબોથી અનેરો આહ્લાદ માણીને પોતાના મહેલમાં પાછો ચાલ્યો ગયો હોત; ત્યાં સવારો-સવાર જાગીને, એ અજ્ઞાત પદ્મણીનાં કલ્પના-ચિત્રો વડે ઉત્તમ આત્મિક આનંદ ભોગવી શક્યો હોત; અને તેનો જે કોઇ ધન્યભાગી સૌભાગ્યનાથ

હોય તેને દીર્ઘાયુ ઇચ્છીને સંતોષ માન્યો હોત.

પણ નંદે એવું કૈં કર્યું નહિ. અજ્ઞાનના અગાધ મહિમાની ગમ તેને નહોતી. તેને જ્ઞાન-પ્રાપ્તિની વાસના થઇ. ધોબીને પદ્મણીનું નામઠામ તેણે પૂછ્યું; અને પૂછીને દુ:ખનો એક આખો પર્વત પોતાને માથે નોતરી લીધો. એ બધા દુષ્પ્રતાપ જ્ઞાનના નહિ તો કોના?

જ્ઞાનાસુર આવી ઘણી ઘણી રીતે આપણા જીવનમાંની કવિતાને ખાઇ જતો હોવા છતાં, આપણી શાન્તિને અને મજાઓને હરી જતો હોવા છતાં, કવિતા શાંતિ અને શુદ્ધ મજાના ઉપાસક એવા કવિઓ શું જોઇને જ્ઞાન-તારીફ કરવા મંડતા હશે તેની સમજ પડતી નથી. જ્ઞાન એવી રીતે કવિતાનું હાડવૈરી હોવા છતાં, વર્ડ્-સ્વર્થ જેવો જન્મસિદ્ધ કવિ પણ, જાણે ક્રૂરમાં ક્રૂર કટાક્ષ કરતો હોય તેમ સિદ્ધાંત સ્થાપે છે કે "પોએટ્રી ઇઝ ધ ફાઇનર સ્પિરિટ ઑફ ઑલ નૉલેજ." અને એવા અવળા સિદ્ધાંત વિના જાણે ગુજરાત ગરીબ રહી જવાનું હોય તેમ, કવિવચનો ટાંકવા પાછળ ગાંડાતૂર બનેલ ગોવર્ધનરામ પણ ઉચ્ચરી ગયા છે "જ્ઞાન એ કવિતાનો આત્મા છે." એમના મનથી કદાચ આત્મા ને આત્મહત્યારા એ બે શબ્દો પર્યાયરૂપ હશે; એવી

માન્યતા કદાચ એમની અગમ્ય લક્ષ્યાલક્ષ્ય ફિલસૂફીનું જ એક અંગ હશે. એમના સરખા અભેદદર્શીને એ બંને વસ્તુઓ—જે ઉપરનાં દૃષ્ટાંતો ને અનુભવકથનો પ્રમાણે તો નિસર્ગભિન્નાસ્પદ છે તે-એકરૂપ દેખાઈ હશે. એવું દેખનાર 'લક્ષ્યદ્રષ્ટા', આપણ બધા પામર દ્રષ્ટાઓની દૃષ્ટિથી અને અનુભવથી વિરુદ્ધ પડીને, જ્ઞાનને કવિતાનો આત્મા કહેવા નીકળે એ જ સ્વાભાવિક છે.

પણ રખેને તમે એમ માની લેતા કે અહીં આલેખેલો જ્ઞાનવિરોધ ને અજ્ઞાનપૂજા એ આજકાલની સ્થૂળવાદી સંસ્કૃતિનું ફળ છે. ના ના; એ વાતને તો કૈં હજારો વર્ષ થયાં. સૃષ્ટિના છેક પરોઢકાળમાં જ પ્રભુએ માનવીને જ્ઞાનવૃક્ષનું ફળ ચાખવાની મનાઈ કરી હતી એ કોણ નથી જાણતું ? માનવીએ તેને અવગણી, એ ફળ તેણે ચાખ્યું જ. પરિણામે, જગતમાં પહેલાં જે હતું જ નહિ, તે મહાબિહામણું મોત મનુષ્યજાતિની પાછળ પડયું છે, અને આજે પણ કોઈને છોડતું નથી. એના કરતાં, અજ્ઞાનદશા જ કાયમ રહી હોત તો કેટલી સહેલાઈથી અમરતા સાંપડત ? ખરેખર, લોભ નહિ—જ્ઞાન જ બધાં ય પાપનું મૂળ છે. મને તો એ વાતની ખાતરી થઈ ચૂકી છે. અને તેથી જ મનુમહારાજ આશાનિરાશા

વિશેનો જે અશક્ય, અમાનુષ આદર્શ સ્થાપી ગયા છે, તેમાંની એમની ભૂલ સુધારીને, એ અધો અનુષ્ટુપ હું તો આમ જ વાંચું છું:

જ્ઞાનં હિ પરમં દુઃખં અજ્ઞાનં પરમં સુખમ્.

આજથી મારા જીવનનો મુદ્રામંત્ર એ જ, બીજો નહિ.

જમાનો સ્વાર્થી થઈ ગયો છે ... કોઈ કોઈનું રહ્યું નથી ... આ વખતમાં સગા ભાઈનો યે વિશ્વાસ ન કરાય ... ... આ રીતની ફરિયાદો કરતો જ્યારે કોઈ દુનિયાથી દાઝેલો મારી પાસે આવે, કે છાપાંમાં એ જાતનું લખે, ત્યારે મને એના કમભાગ્યની દયા આવે છે. મને એમ થાય છે કે કંઈ નહિ તો એક બાબતમાં તો મારો અનુભવ એનાથી ઊલટો છે. જમાનો જમાના તરીકે કદાચ સૌથી નીચ હશે; જે કળજુગ અત્યારે ચાલે છે, તે સઘળા જ ઐતિહાસિક અનૈતિહાસિક ને પૌરાણિક કળજુગો કરતાં વધારે ઘોર હશે; આ બધું ખરું. પણ થોડે થોડે વખતે–બે ત્રણ મહિને એકાદ વાર તો જરૂર–એવો પ્રસંગ મારી જિંદગીમાં આવે જ છે જેથી જગતની નિઃસ્વાર્થતાથી હું હેરત પામું છું, મારા પોતાના અસંખ્ય કળજુગી અનુભવોને જૂઠા માનવા માંડું છું, અને અત્યારનો સતજુગ તો શ્રી રામચંદ્રજીના જુગને પણ ઝાંખો પાડે તેવો છે એવી પ્રતીતિ પળવાર થઈ જાય છે.

એવી પળ તે કઈ? એ ક્યારે આવે છે?

એનો 'સુસાત્ત્વિક, વંદનીય' સંદેશ શો છે ?

જ્યારે કોઈ પણ વસ્તુ વિશે કોઇ મિત્ર કે ઓળખીતો (કે અણઓળખીતો પણ) મારો અભિપ્રાય પૂછે ત્યારે એ ધન્ય પળ આવી પહોંચી એમ હું સમજું છું. મને એ વખતે સૌથી પહેલો વિચાર તો એ આવે છે કે અભિપ્રાય પૂછનાર માણસ કેટલો બધો આત્મસમર્પણી છે? આ સ્વાર્થરંગી જમાનામાં પણ એવા માણસો હોય એ કંઈ જેવુંતેવું સદ્‌ભાગ્ય છે? તમને એમ થશે કે, પોતાનો કોઇક સ્વાર્થી હેતુ સાધવા જે માણસ તારો અભિપ્રાય પૂછતો આવે તેને વળી આટલો બધો ચઢાવે છે શાનો? ...પણ હકીકત તેમ નથી. જરા ઊંડા ઊતરીને શાંતિથી તમે માનવહૃદયની એ ગહન સમસ્યા ઉકેલવા મથો તો પછી તમને તુર્ત જણાશે કે અંકુશ-માત્રને ઉછાળી નાંખનાર વ્યક્તિસ્વાતંત્ર્યના હરામચસકાથી લગભગ વંઠી ચૂકેલ આ યુગમાં કોઇ પણ માણસ પોતાનું વ્યક્તિત્વ નેવે મૂકીને, આપણને–તેના પોતાનાથી સાવ જુદા જ એવા વ્યક્તિત્વવાળા માણસને–પોતાના કોઇ કામ વિશે, કે ભાવના વિશે, કે લેખ વિશે કે પુસ્તક વિશે, આપણો અભિપ્રાય પૂછતો આવે, એ તેનું સમર્પણ ખરે જ અદ્‌ભુત છે. તમને સાચું નહિ

**લાગે–પહેલી નજરે તો નહિ જ લાગે–પણ આ લખવે હું જાહેર કરવા માગું છુંઃ**

Blow blow the trumpet, fill the fife,
To all the sensous world proclaim....

—એ અતિપ્રસિદ્ધ શબ્દોમાં સૂચવાયલી પદ્ધ-સ્સનુસાર રણભેરી અને દુંદુભિઓના મહાનાદનો સહકાર શોધીને આખી યે ઇન્દ્રિયજીવી, અક્કલમંદ આલમને જાહેર કરવા માગું છું, કે અભિપ્રાય પૂછ-નારનું આત્મસમર્પણ અનન્યસમર્પણી દધિચી-ઋષિના કરતાં પણ વધારે ભવ્ય છે, આપણને વધારે અવાક્ કરી મૂકનારું છે. એ ઋષિજીએ તો કરીકરીને એક સ્થૂલ વસ્તુનો–હાડકાં જેવી સ્થૂલ ને ક્ષુદ્ર, અપવિત્ર વસ્તુનો–ત્યાગ કર્યો, જ્યારે આપણો પૂછનાર તો પોતાની સૂક્ષ્મ, અમૂલ્ય અને દૈવી બક્ષીસ એવી જે વિવેકશક્તિ, તેનો સર્વાંગ ત્યાગ કરીને, તમારા અભિપ્રાય પાસે પોતાની એ શક્તિને 'કિસ ગણતીમાં' કહી કાઢી નાંખીને, એનું કહેલું કે કરેલું એની નહિ પણ તમારી વિવેકશક્તિને કેટલું ભાવ્યું, યા તો ભાવ્યું કે નહિ, નહિ તો કેમ નહિ, ને ભાવ્યું તો ક્યાં નાનાં મોટાં કે અગમ્ય કારણે ભાવ્યું : આ બધું સમજી લેવા, જાણે કે સમિત્પાણિ બનીને તમારી સમક્ષ બોળા ભાવે ઊભવાનો આકાંક્ષી દેખાય છે.

પણ, પોતાપણું ભૂંસી નાંખવા તત્પર થવું, એ એક જ સદ્દગુણ તેનામાં નથી હોતો. એ તો તમને પણ સદ્દગુણી બનાવવા હોંસીલો હોય છે. સત્પુરુષોની વિભૂતિઓએ એક જ ફરજ જીવન-ભર બજાવ્યા કરવાની હોય છે,—અને તે, વગર-અટક્યે, વગરથાક્યે, વગરકંટાળ્યે, સદોદિત એકધારા પરોપકારો જ કર્યા કરવાની. એ મહા-સત્યને આ અભિપ્રાયપૃચ્છક જેવો અદ્વિતીય પરોપકારી શી રીતે ઉવેખી શકે? એટલે તે, અભિપ્રાય પૂછતી વખતે, તમારાં કુલશીલને પણ સ્ફટિક જેવાં નિર્મળ રાખવાની ખાસ કાળજી રાખે છે. તે એવી રીતે કે, તમે પણ માણસ-માત્રની જેમ કંઈ કંઈ નિર્બળતાઓના ભંડાર છો એ દુઃખજનક હકીકત મનમાં બરાબર સમજી લઈને, તમારો અભિપ્રાય આપો તે પ્રમાણિકપણે આપજો, નિખાલસપણે જ આપજો, એમ ચોખ્ખા શબ્દોમાં અને ભારપૂર્વક કહેવાનું પણ તે ઘણી વાર ચૂકતો નથી. અને એ ધર્મમૂર્તિ થોડોક કલાકાર હોય છે; એટલે કોઈક વાર વળી પોતાની વાણીમાં વૈવિધ્ય રેડવા માટે એ ને એ જ વસ્તુ જરા જુદે રૂપે રજૂ કરતો તમને એ પુસ્તક આપતી વખતે કહે છે કે "આપણે કંઈ અમુક જ રીતનો અભિપ્રાય જોઈએ એવું નથી. તમને જે ઠીક લાગે તે લખજોને. પણ લખજો ખરા,

કેમ કે તે વિના તો આવા વખતમાં ...... તમે સમજો જ છો ને, બહુ ?" એ આશા, એ મુલાયમ મુખાકૃતિ, એનો કાકલુદીભર્યો છેલ્લો પ્રશ્ન–આ સર્વનો સાચામાં સાચો અર્થ તો તમે સમજો જ છો. પણ એ બિચારો વચનથી પણ તમને જે સ્વતંત્રતા બક્ષે છે, તેની કિંમત ઓછી કેમ અંકાય ? કવિઓ સુદ્ધાં જેને હજી યે ઢૂંઢ્યા જ કરે છે તે 'ગોરી સ્વતંત્રતા' તમને આટલા પ્રમાણમાં પણ મળે છે અને અનાયાસે મળે છે, એ સદ્‌ભાગ્યને નજીવું કઇ જીભે કહીશું ?

પણ નજીવું નથી છતાં એ સદ્‌ભાગ્યને વરવાની હામ હું કેળવી શકયો નથી. ઘણીખરી વાર એવું જ બન્યું છે કે અભિપ્રાય મારી મેળે નહિ પણ કોઇના માગવાથી આપવાનો હોય, ત્યારે હું પ્રમાણિક કે સ્વતંત્ર, એકકે રહી શકતો નથી. અને તેમાંએ, જ્યારે કોઇ બાબત વિશે મોંઢામોંઢ અને અચાનક મારો જવાબ માગવામાં આવે, ત્યારે તો વાત મારા જીવ પર આવી જતી લાગે છે. એવો એક દાખલો બે મહિના પર બનેલો. વિલાયત જઇ આવેલા અમુક ગૃહસ્થને પ્રાયશ્ચિત્ત આપીને નાતમાં લેવા જ જોઇએ, એવા મતના ત્રણચાર મુરબ્બીઓ એક બાગમાં બેસીને સાંજને પહોરે એ વિષય

ચર્ચતા હતા, ને હું તો માત્ર એમનો મૂંગો શ્રોતા કલાકો લગી હતો. પછી અંધારું થયું ને અમે ઘેર જવા ઊઠ્યા. થોડું ચાલ્યા, ને બાગનો દરવાજો પાસે આવ્યો ત્યાં ચર્ચકોમાંના એકને પ્રભુ જાણે શુંએ સૂઝયું, તે તેણે એકદમ મારી તરફ ફરીને સવાલ કર્યો "પણ તમારો શો અભિપ્રાય? પ્રાયશ્ચિત્ત આપવું કે નહિ?" મને તો જાણે ઊંઘતો ઝડપાયો હોઉં તેવું થયું. આ આફત વળી મારે માથે ક્યાંથી આવી? એમ મનમાં થયું. ખૂબ ગૂંચવાયો. જો તે કૈંક જવાબ આપ્યો પણ ખરો. પણ એ જવાબને પ્રાયશ્ચિત્ત સાથે ઓછામાં ઓછો સંબંધ હતો, અને મારા ખરા અભિપ્રાય સાથે તો બિલકુલ નહોતો.

ત્યાર પછી કોઈ દહાડે એક જુવાન ભાષણકર્તાએ પણ મને એટલો જ મૂંઝવ્યો. એમનું ભાષણ મને મુગ્ધકર નહોતું લાગ્યું ને ખાસ ખરાબ પણ નહોતું લાગ્યું. આમ છતાં, એ જ્યારે ભાષણ પૂરું કરતાં વેંત, ચારેકોર ઉત્સાહનાં મોજાં ઉછાળતા, મલક મલક થતે મુખે હું બેઠો હોઉં ત્યાં આવે, ને પૂછે, "કેમ કેવું લાગ્યું? Frank opinion, હોં?"–ત્યારે મારે બીજો શો કૈંક જવાબ દેવાનો હોય?–સિવાય કે, "ઘણું જ સરસ. નંબર વન."

પણ એ રીતે ચિત્રગુપ્તના ચોપડાનું મારા નામવાળું ઉધારપાસું વધારવાની જરૂર હમેશાં જ નથી પડતી. જ્યારે આપણે જાણતા હોઇએ કે અસત્યનું બ્રહ્માસ્ત્ર વાપરવું પડે એટલો બળવાન સામો માણસ નથી, ત્યારે સુખેથી આપણે તેને ઉડાવી કે બનાવી શકીએ છીએ. અથવા એવો સંજોગ હોય, કે એ માણસને જેટલી જેટલી વાર જોઇએ તેટલી વાર તેને બનાવવાનું જ મન થતું હોય, આ મુલાકાત વેળા બીજી બાબતમાં અર્ધી કલાકથી આપણે એ પ્રયોગ તેની પર કરતા જ હોઇને, ને પછી તે અમુક બાબતમાં સીધેસીધો પ્રશ્ન પૂછીને એ વિશે આપણો અભિપ્રાય જાણવા આતુર થઇ જાય: આમ હોય, ત્યારે પણ અભિપ્રાય આપવાને બદલે તેની વધુ સજ્જડ બનાવણી કરવાની અનુકૂળતા મળી રહે છે—જેમ પખવાડિયા પર મને મળેલી તેમ.

ચાંદરણી રાતના આઠ વાગે હું —ના નગરચોકમાં થઇને જતો હતો, ત્યાં વાયડાઇ માટે વિખ્યાત એવી એક કોમના મારા ઓળખીતા દાક્તરસાહેબ મને મળ્યા. થોડી આડીતેડી વાતો પછી, કશીએ પ્રસ્તુતતા વિના તેઓ ઓચર્યા; "તમારો બ્યુટીનો આઇડીઆ કેવો છે?"—"સારો."—"ના ના; હું તો જાણવા માગું છું કે સુંદરતાનું સૌથી મહત્ત્વનું અંગ તમે શાને કહો."—"સૌંદર્યને."—" "તો

તો તેની વ્યાખ્યા તમારે આપવી જોઇએ. સૌંદર્ય એટલે ?"—"જે સુંદર હોય તે."—"એથી તો કૈં સ્પષ્ટ ન થયું. તમે સુંદર કઇ ચીજને કહેશો.?" —"આપણી આ સૌંદર્યચર્ચાને જ. એના જેવું સુંદર મેં કશું જોયું કે વાંચ્યું નથી; કોઇ ચિત્રકારમાં નહિ, કોઇ કાવ્યમાં પણ નહિ." અહીં, સાંભળનારને મારા તોફાની વલણની ગંધ આવી હશે એમ લાગ્યું. પણ મેં તો પૂરી ગંભીરાઇથી, મોટા રસમીમાંસકોનાં વચન ટાંકીટાંકીને તેના મનમાં ઠસાવ્યું કે ખરું સૌંદર્ય સાદાઇમાં જ રહેલું છે, ને આપણી આ સાદી છતાં રહસ્યપૂર્ણ સૌંદર્યચર્ચાને તોલે આવે તેવું તો ભલભલા વિચારકો પણ કૈં લખી–લખી તો શું, વિચારી પણ–શકયા નથી.

ભોળાને આમ ભરમાવવો, કે વગરસાચાને સાચું લેખવવું, એ તો બધી મારા દુર્ભાગ્યની અને હળવી દુષ્ટતાની કથા થઇ. બાકી તો એ હરેક દાખલામાં, અભિપ્રાયનો એકેએક પૃચ્છક, તેની સમસ્ત જાતિના સ્વભાવ પ્રમાણે, જગતભરના સ્વાર્થત્યાગીઓનો શિરોમણિ હતો, અને મને સદ્ગુણની જ સ્વર્ગ–સડક પર દોડાવવાને ઉત્સુક હતો, એમાં શંકા શી ?

" નિરંતર એવાં જ લોકકલ્યાણ કરતા રહેવા માટે અમર રહો એ અપ્રતિમ પરદુઃખ-ભંજનોની જાતિ આ અવની પર !

આટલાં વાનાં મને ગમે છેઃ

સુખી ભૂતકાળને સંભાર્યાં કરવાનું; એને પાછો ફરીથી ખરો કેમ કરી શકાય તેના તરંગોમાં રમવાનું; એ રમતને વિધિ તોડી પાડે ત્યારે વિધિની જાણીતી વાંકાઇ પર રોષે ભરાવાનું; રોષ નિષ્ફળ નીવડે ત્યારે, કોઇ તાત્કાલિક, અણતરંગી, સાદી ને સામાન્ય ફરજની બજાવણીમાં જીવ જોડવાનું; એવી જોડણીથી પણ કંટાળું ત્યારે, ભોજન ને પછી વાચનની પ્રવૃત્તિમાં પડીને જગતાપોને પરાણે વીસરવાનું; આ વિચાર પણ ક્ષણિક છે એવો અનુભવ થતાં, હૈયાની અનેક ઊની વરાળો લખાણમાં અસંખ્ય રૂપે ઠાલવીને, દુનિયાની બુરાઇ ધોઈ નાંખવાનો ને મારી કલ્પિત મોટાઇને અમર કરવાનો આનંદકારક ધંધો લઇ બેસવાનું; પછી કેટલેક કાળે જ્યારે એમ લાગે કે, આપણી ગમે તેટલી ધર્મ્ય ધમપછાડો છતાં, દુનિયા તો જે છે તે જ રહે છે અને રહેવાની, ત્યારે એ કામને અળગું કરીને, મોટાઇની વાંછના એ પણ માયા છે, મોહ જ છે, એમ મનમાં ગાંઠ વાળીને, ગામ બહાર નીસરી,

કુદરતને ખોળે દૈવી નિરંકુશતાથી લોટવાની ટેવ પાડવાનું; ત્યાં પડ્યા પડ્યા વારંવાર જીવનનાં આ અતૂટ બંધનો અને કર્મની ગહન ગતિ, પુણ્યની પણ નિરર્થકતા અને પાપનો ભેદ, આ લોકની અંતિમ શૂન્યતા, પરલોકના કૂટ પ્રશ્નો અને ઉપનિષદકારે નોંધેલાં બ્રહ્મસ્વપ્નોની અકળ સારાસારતા—આ વગેરે બાબતોમાં વિચારલીન બનવાનું; અંતે, એ બધાની પાછળ ખૂબ પડ્યા પછી, જ્યારે એક જાતની આધ્યાત્મિક હાંફ ચઢી જાય ત્યારે, ફરી પાછું નિત્યજીવનની નીરસ ઘરેડમાં પડી તેમાંથી જ અખૂટ રસ ચૂસવા માંડવાનું.

અને આટલું મને ગમતું નથી:

નાલાયક માણસો નાનમનો અનુભવ મને કરાવવા નીકળે એ ગમતું નથી. નજીવી વાતમાં અત્યંત જીવંત શોરબકોર—પછી હરખનો કે શોકનો—કોઈ કરે, ઘરમાં કે ગામમાં, એ નથી ગમતું.

ખરે મધ્યાન્હે મારી વામકુક્ષીની શાંતિમાં ભંગ કરનાર મુલાકાતીનું મોં મને નથી ગમતું. મોડી રાતની મારી લેખનશાંતિમાં ખલેલ પાડતા ઘોડીઆંવાસીનું રુદન મને નથી ગમતું. દાતણ પૂરું થયા પહેલાં જ ચાહના મોટા પોણા બે કપ હાજર ન થયા હોય એ પણ મને જરાયે નથી ગમતું.

જમતી વખતે કોઇ વાતો કરાવે એ પણ મને અપ્રિય છે. એથી જમવાનો સ્વાદ પૂરો લેવાતો નથી અને આંખ થાળીને બદલે બોલનારના મોં પર વધુપડતી વાર લગી ચોંટાડવી પડે છે; સતત વિચારમયતાની મારી ટેવને પણ હાનિ થાય છે, એ તો વળી જુદી. આ ટેવ આરોગ્યશાસ્ત્રથી ઊલટી છે એ હું જાણું છું. એ શાસ્ત્રને સંસારમાં વ્યાપક કરવાના રોગથી પીડાતા રોગી શાસ્ત્રીઓ તો ફરીફરીને, "વિચારો ન કરવા, વાતોથી જ મનને આનંદમાં રાખવું, જમતી વખતે તો." એવું એવું કહ્યા કરે છે. પણ જેમ સુધારવાનાં જૂનાં શાસ્ત્રો તેમ સુધરેલાં નવાં શાસ્ત્રોઃ કોઇનું પણ કહ્યું માનવાનું, કોઇ પણ બાબતમાં, મને ગમતું જ નથી તેનું કેમ કરવું?

. . . . .

વળી, કોઇના ઉપકારોનો બદલો વાળવો એ પણ મને ગમતો નથી. આ વલણ હું અખત્યાર કરું છું તે ઉપકાર કરનારના જ હિતને ખાતર. તેણે તો એટલું સમજવું જ જોઇએ કે એકની સામો બીજો ઉપકાર, એ તો સારું થયું, ક્ષુલ્લક વહેવાર થયો. એમાં ધર્મ પછી ક્યાં રહ્યો? ને ઉપકારની વૃત્તિ એ જાતે જ એવી ધાર્મિક ભાવના છે કે તેમાં બદલાની વાતો લાવીને તેને હીણી પાડવાનું મને ગમતું નથી.

ઝાઝું કામ કર્યાં કરવું પણ મને ગમતું નથી. આ કથન માનવું કઠણ છે. જેઓએ મને તનને તોડીને કામ કરતો જોયો કે જાણ્યો છે તેઓ તો એ કદી માનશે નહિ; પણ એ નિર્દોષ ભોળાઓને શી ખબર કે કામનો અતિરેક એ રાજીખુશીનું નહિ પણ અનિવાર્ય સંજોગોનું જ પરિણામ છે? બાકી જો મારું ચાલતું હોય, તો તો, મનુદેવના કોઇ પણ કાયદેસરના વારસની માફક, મને પણ ચોવીશે કલાક તે લહેરો ભોગવવાની ભાવે છે, જે ઘણાખરા પૈસાદારો અને આળસુના પીરોનો જ હમણાં તો જન્મ-સિદ્ધ હક્ક છે.

અને પૈસાની વાત કરતાં એટલું ઉમેરી લઉં કે પૈસા ભેગા કરવા મને ગમતા નથી. આ પણ એક જુઠાણું લાગશે. ખાસ કરી, જેમની પાસેથી મેં અનેક વાર મોટી કે નાની રકમો મેળવી છે, તેઓ તો જાહેરમાં આવું તદ્દન દેખીતું જૂઠ ફેલાવવા બદલ મને ભારે સજા કરાવવા તૈયાર થાય તો નવાઇ જેવું નથી. પણ એ બધું છતાં, પૈસા તરફ પૈસા તરીકે મને કદી પ્રેમ થયો જ નથી, એ હકીકત છે. ને થાય તો પણ શા કામનો? પૈસો જેવો હાથમાં આવે તેવો જ તેને વાવરી નાંખવો, એ 'જાતનો સ્વભાવ' વિધાતાએ મારે

લલાટે લખ્યો છે. એક વાર એક જોષીમહારાજે પણ મને એવી જ ખાતરી આપેલી: "તમને પૈસા મળશે તો ખરા, પણ એ તમારી પાસે રહેશે નહિ." બીજું કૈં નહિ તો, આ ભયાનક કરનારી ભવિષ્યવાણીને જ લીધે મને પૈસા તરફ અણગમો થાય એ કેટલું કુદરતી છે?

અને—અને—મરવું મને ગમતું નથી. તમે કહેશો એ તો અમને પણ નથી ગમતું; એમાં તેં નવું શું કહ્યું?...પણ મારે એક ગેરસમજ અટકાવવી જોઈએ. પૈસા તરફના મારા વૈરાગ્ય અને વહેવાર તરફની ઉદાસીનતા પરથી તમે જો એમ માની લીધું હોય કે જીવન તરફ પણ મને વૈરાગ્ય આવતો જાય છે, તો એ ભૂલ છે. આ મારા ઉછળતા જીવનપ્રેમની પાછળ, જગતમાં રહી સતત લોકકલ્યાણ કર્યાં કરવાની ઝંખના છે, કે સુખભોગોમાં રચ્યાપચ્યા રહેવાની વાસના છે, એ તો હજી હું પણ નક્કી કરી શક્યો નથી. વખતે બંને હશે—થોડુંથોડું. પણ આ વિચિત્ર કેટલું છે? પુનર્જન્મમાં માનનાર હિંદુ, પોતાની સામે અસંખ્યાત જીવનો પડ્યાં હોવા છતાં, આ એક જ નાના ટૂંકા દુઃખી જીવનને હસતે મુખે છોડી દેવા તૈયાર ન હોય એ કેટલું વિચિત્ર છે? કેવો એ દુર્ગમ ભેદ?

પણ મને તો એ ભેદ ઉકેલવાનું યે ગમતું નથી.

જિંદગીને અને તેટલી લંબાવવી કેમ, અને તે પણ ભરપૂર સુખચેનની વચ્ચે, તેના ઘાટ આપણે સૌ દિન-રાત મનમાં જાણેઅજાણે ઘડતા હોઇએ છીએ. તેવા બે ત્રણ ઘાટ આજે મધ્યાહ્ને ઘડાતા હતા, લાંબી અને સુખી જિંદગી જીવવાનો તેવો એક અસરકારક નુસખો તો મનમાં સ્પષ્ટ થવા પણ માંડ્યો હતો, ત્યાં તો, એક મિત્રે આવીને વાતે-વાતમાં ખબર આપ્યા કે જાણીતા પ્રોફેસર —લાલે જાત પર જોરાવરી કરીને જિંદગીનો અંત આણ્યો છે.

એવા ખબરથી આપણને થાય છે તેવો ક્ષણિક આઘાત મને એ વેળા તો થયો. આપઘાતનું કારણ અને સંજોગો પણ પૂછ્યા; અને, એ કારણ પૂરતા વજૂદવાળું નહોતું માટે મરનાર તેને નિવારીને, માણસજાતના ઘણા મોટા ભાગની જેમ કુદરતી ક્રમ પ્રમાણે જ મરવાનું પસંદ કરી શક્યા હોત,—એવું નાનું શું ભાષ્ય પણ એ બનાવ પર અમે રચ્યું. અને ત્યાર પછી, ભાષ્ય સાચું જ છે એવો અણબોલ્યો સંતોષ

ઉરના ઊંડાણમાં અનુભવીને, દુનિયામાં હવે બાકી રહેલાં માણસોમાંથી જેમનાં નામ અને કામમાં અમને–એમની સ્તુતિ કે નિંદા કર્યાનો–રસ પડે છે, તેમની વાતોમાં અમે પડ્યા.

. . .

પણ મિત્ર ગયા ત્યારે તો તેઓ બીજી મહત્ત્વભરી વાતોના નહિ, પણ આપઘાતની સારાસારતાના વિચારોમાં જ મને મૂકતા ગયા. માણસ આપઘાત શા માટે કરતો હશે? ધર્મોએ તેની મનાઇ નથી કરી? અને ગમે તે સંજોગમાં પણ આપઘાત કરવો એ શું આપણને દમનારી દુનિયાથી હરખાઇને તેની મહત્તા સ્વીકારવા જેવું નથી? આપઘાત કરીને આપણે વિધાતાની પણ કેટલી મોટી ખુશામત કરીએ છીએ? તે આપણી પર, આપઘાત કરવો પડે તેવાં જબરદસ્ત દુઃખનાં દળવાદળ મોકલે તેનો અર્થ જ એ કે તેણે આપણી સકળ શક્તિઓનો પડકાર કર્યો છે. પડકાર તે એવી સમજથી જ કરતો હોય છે કે દુઃખથી ડરીને આ માણસ આપઘાત કરશે, એટલે મારા સર્વશક્તિમાનપણાનો એક વિશેષ અનુભવ–અને આહ્લાદક અનુભવ–હું લઇશ. વિધાતા જેવા કાળજૂના ક્રૂરશિરોમણિને આપણી પ્યારી જિંદગીને ભોગે એ અનુભવ લેવા દેવો, તેના જેવી હીણપત બીજી કઈ હોય?–તેના જેવી બારોબાર ખુશામત બીજી કઈ હોય? ...

અને વિધાતા પછી દુનિયા : આપણી નજીકની, આસપાસની દુનિયા; પોતાની અસંખ્ય ને સૂક્ષ્મ, નાની કે મોટી અસરોથી આપણા જીવનને ઘડનારી, ચોવીસે કલાક ઘડ્યા કરનારી, આપણી એ બીજી ભાગ્યવિધાતા. પણ એનીએ શી મગદૂર કે આપણા જીવનો ભોગ લઇને એ ભાગ્યનું વિધાન કરવાનો પોતાનો માનીતો ખેલ ખેલવા નીકળે ? એના કરતાં એને જ બાળીને ભસ્મ કરવા આપણે કાં પ્રવૃત્ત થઇએ નહિ ? એવી પ્રવૃત્તિની આખરે આપણી હાર જ થાય, મોત આવે, એવો પાકો સંભવ છે એ ખરું; દુનિયા બળાવા જરા ય તૈયાર નથી, બાળવાનો જ તેનો ધંધો છે, એ પણ ખરું. પણ એવી રીતે દુનિયા-ની અને વિધાતાની સામે જીવસટોસટની બાઝં-બાઝમાં ઝુકાવવું અને તેમ કરતા કરતા જ મરવું, એ મરણ આપઘાતિયા મરણ કરતાં કેટલું વધારે યશસ્વી છે-આનંદકર પણ છે ? ... ... ...

આવા વિચારો થોડી વાર સુધી તો મને આવ્યા કર્યા. પણ કબૂલ કરવું જોઇએ કે આપ-ઘાતી બનવાની ખરેખરી જરૂર જેને કદી જણાઇ નથી તે માણસના એ વિચારો છે. આપઘાત કરવાનાં જેટલાં જેટલાં માન્ય અને વિખ્યાત કારણો છે તેમાંનું એકે મારા જીવનપંથમાં

મોડી સાંજના લહેકીદાર પવનમાં ખુરસીટેબલે બેઠા બેઠા ? આપઘાત વિ. 'વિધાતાઓ'ના સૂત્ર પર શૌર્યપ્રેરિત પ્રવચન કરે તેમાં નવાઈ નથી, એ વાત કોઈ પણ સમજુ માણસ સ્વીકારશે. હું યે સ્વીકારું છું; અને ઉમેરું છું કે માણસો જીવ જેવો જીવ બળજબરીથી કાઢી નાંખતાં હશે તે કેં અમથાં ? ખરાં સંગીન કારણો તેને માટે એમને મળતાં હોવાં જ જોઈએ. અને આપણે અનુજીવીઓએ ગણ ગમે તેમ ડહાપણ ડહોળી તેમની ટીકા કરવાને બદલે, કલ્પનાબળે એમની કંગાળ મનોદશા સમજી લઈ; કેં નહિ તો શબ્દથી તો એમની દયા ખાવી જોઈએ.

વળી આપઘાતીની તરફેણમાં એટલું તો જરૂર કહી શકાય કે મારા જેવા જ્યારે વિધાતાનો વિરોધ વાણીથી જ કરીને અટકે છે, ત્યારે એ તો વર્તનથી પોતાનો તેવો ઉગ્ર વિરોધ ખરો કરે છે. અને છેલ્લું : કેટલાક સંજોગોમાં આપઘાત ધર્મરૂપ પણ ક્યાં નથી મનાયો ? એમ્પેડૉક્લીસે જ્વાળામુખીમાં ઝંપલાવ્યું, તે આત્મહત્યા એ પુણ્યોમાં શ્રેષ્ઠ પુણ્ય છે એવો નિર્ણય શાંતિથી અને બુદ્ધિપૂર્વક, ઊંડા વિચારપૂર્વક, કરીને જ; જપાનમાં શહેનશાહ પાછળ પ્રધાનો 'હરી–કરી' કરે છે, તે એક જાતના આવશ્યક કર્તવ્ય તરીકે

જ; અને જૂના કાળના હિંદમાં કોઇ ગુણસુંદરી પોતાના કેશત્ર પાછળ સ્વેચ્છાથી સળગી જઇ શકતી, તે એક પ્રકારની ધર્માજ્ઞાને જ વશ થઇને, એ કોણ નથી જાણતું ?

આપઘાત આમ સ્વાભાવિક તો અમુક સ્થિતિમાં ઠરે છે. વાજબી ઠરે છે એમ નહિ કહીએ, કેમ કે એવું કથન ઘણી તત્ત્વજ્ઞાની ચર્ચામાં આપણને ખેંચી જાય; અને એવી ચર્ચામાં મને કદી બહુ રસ પડ્યો નથી. પણ, સ્વાભાવિક એવા આપઘાતો કઇ કઇ રીતે થઇ શકે છે તેની, અને એ રીતોના વત્તાઓછા ગુણાંશોની થોડી સમજ આપવી તો અહીં અસ્થાને નથી—એ કારણથી : એ જાતે રસભરી છે; અને, એ વિદ્યાના કોઇ ભાવિ ઉમેદવારને એ ખપ લાગવાનો સંભવ પણ છે.

આપઘાત કરવાની રીતો સંખ્યામાં દસ જેટલી છે. આમાંની કોઇ વધારે લોકપ્રિય છે, અને કોઇ ઓછી. ઝાઝાં સૂક્ષ્મ સંશોધનો વિના પણ આપણે કહી શકીએ છીએ કે વધારે પ્રચલિત રીતોમાં, જળાશય અને જહરનો ઉપયોગ આપઘાતકર્તાઓ છૂટથી કરતા જણાય છે. એ બેમાં પણ, જળાશય દ્વારા અગોસે આપઘાત વધુ પ્રિયકર થાય તેવો છે. જહરનું પાન હંમેશાં ધાર્યાં પરિણામ લાવી શકતું નથી, અને લાવે

તો પણ આપણા વહાલા દેહને કૈં કૈં અણકથ્ય વેદનાઓથી દીર્ઘકાળ સુધી રીબાવ્યા પછી જ લાવે છે. વળી, તેમાં સામાં આણુસો વેળાસર ચેતી જાય, તો તેઓ ધમાલ કરીકરીને આપણુ-ને બચાવી લે છે, અને સરકારના પ્રતિનિધિઓ પણ એ વેળા આપણી વધુપડતી ખિદમતદારી કરતા થઇ જાય છે. આથી, બને ત્યાં લગી જરૂરી નહિ પણ જળાશયી આપઘાત પસંદ કરવો એ વધારે સારું છે. જળાશયોમાં પણ, કૂવો ટાંકું કે તળાવ કરતાં કોઇ મોટા સરોવર નદી કે સમુદ્ર-માં પડીને આપનો ઘાત કરવો એ ઇષ્ટ માર્ગ છે. શા માટે ઇષ્ટ એમ તમે પૂછો તો જવાબમાં કહેવાનું કે જો આ કૃત્યનો ખરેખરો લહાવ તમારે લૂંટવો હોય, તો કૂવા વગેરેનાં બંધિયાર અને ગંદાં પાણી તમારે નિઃસંશય તજવાં જ જોઇએ. એવાં પાણી તમારી અંતઘડી બગાડશે. અને કોણ નથી જાણતું કે અંતઘડીએ જે જરૂર હોય છે તે ગંગાજળની, ગંધાતાં જળની નહિ. પણ ગંગામાં ડૂબવા માટે છેક કાશી કે હરદ્વાર લગી જવાનું આ ગરીબ દેશના આપ-ઘાતીઓને પરવડે તેવું નથી, માટે પેલે છેડે પતિત-પાવની ગંગા અને આ છેડે કુવાટાંકાં, એ બેની વચ્ચેની જે મધ્યમસરની ચાલ, જે 'મધ્યમપ્રતિપદા,' સરોવર સરિતા

કે સમુદ્રમાં કરવાનું આખરી જે શયન, તે જ ડાહ્યા આત્મઘાતકોએ સ્વીકારવાને પાત્ર છે. આ ત્રણમાંથી, મુંબાઇ અને ગુજરાતકાઠિયાવાડના સારા જેવા ભાગના ઉમેદવારો માટે તો, સમુદ્રને જ પહેલી પસંદગી મળે એ ઇષ્ટ છે. રસદૃષ્ટિએ પણ, સામુદ્રિક આત્મહત્યા જેવી ઉત્તમ બીજી એક નથી. રસ-સમાધિને ઘણી રીતે ગળતી આવે એવી આ જલસમાધિ છે. સાગરરાજના અગાધ અને સઘન શીતળ જલવિસ્તારના પ્રદેશમાં જ્યારે આપણે ધીરે-ધીરે-ધીરે અથવા ભૂસકો મારીને પણ સમાઇશું, ત્યારે અગાધતા શીતળતા અને સઘનપણાનું તે સાન્નિધ્ય જે માદક-આહ્લાદક અનુભવો કરાવે છે, તેની ધન્ય માદકતા અને આહ્લાદકતા, એ કવિચિત્રકારાદિના તેવા જ રસાનુભવો કરતાં બહુ જુદી નથી હોતી. અને બીજું એ કે જે ખારાશ જીવનમાં ઠેકઠેકાણે વેરાયલી નજરે પડે છે, અને જે આપણને આખરે આપઘાતના આરે આણી મૂકનાર વિશ્વનું સૌથી સમર્થ પ્રેરક બળ છે, તે ખારાશનો અંતિમ અને ઊંડો અનુભવ સમુદ્ર સિવાય બીજું કોણ કરાવી શકે તેમ છે ?

હવે સ્થાન પરત્વે બોલતાં જણાવવાનું કે: મુંબાઇગરા આપઘાતો એ શહેરના કયા કાંઠા પર

સૌથી સરસ અને અસરકારક થઇ શકે છે તેની સમજણ તો આજ લગીમાં વાર્તાકારો અને પત્ર-કારોએ મળીને એટલા મોટા પ્રમાણમાં બધે ફેલાવી છે, ને હજી યે ફેલાવશે, કે એમના ક્ષેત્ર પર પેશકદમી કરવાની મારે જરૂર નથી. પણ ગુજરાત અને કાઠિયાવાડ સંબંધી પૂછતા હો, તો હું એક તરફ ડુમસ તીથલ કે ઘોઘાને અને બીજી તરફ ચોરવાડ કે ગોપનાથને માથે જ કળશ ઢોળું છું. એમ નહિ કે એ પાંચના દરિયાકાંઠાઓમાં આપણા જીવનો છુટકારો વહેલો કરવાની શક્તિ છે. ના ના. એ રીતે જુઓ તો તો, જુહુના જેવો આપઘાતલાયક કાંઠો તમને કદાચ દુનિયામાં બીજે કશે નહિ જડે. પણ ઉપલાં નામોની પાછળનું રહસ્ય વધારે ઊંડું છે. એ પાંચે સ્થળે કરેલા આપઘાત અદ્‌ભુતમિશ્ર હાસ્યરસિક કે ભક્તિરસિક બની શકે છે. જાણીતું છે કે ડુમસ તીથલ ઘોઘા-ના દરિયાઓ દર વર્ષે હજારો મનુષ્યોનાં શરીરમાં આરોગ્ય અને મનમાં તાજગી ભરે છે. એમાંના એકને આશરે આપણે જઇએ, તો વિધિના વૈચિત્ર્ય પર કેવું વિસ્મયભર્યું અટ્ટહાસ્ય કરતા કરતા આપણે મરી શકીએ: “ઓ વિધાતા! કેવી તારી અકળ ગતિ કે જે અનેકોનાં આયુષ્ય લંબાવે છે, તે આજે મારા જ આયુષ્યની દોરી

કાપવામાં સહાયભૂત થશે છે !...જય વિધાતા !!"
આવું કૈંક ઝંપલાવતી-પળે આપણે ઉચ્ચારી શકીએ. અને ચોરવાડ તથા ગોપનાથના કિનારાઓ તો સાધુચરિત પઢીઆર અને નરસિંહનાં પાવનકારી સંસ્મરણોથી એવા ઘેરા રંગાયેલા છે, કે ત્યાંના સમુદ્રો દ્વારા ઐહિક મોક્ષ શોધનારને પારલૌકિક મોક્ષ પણ પરબારો આપે જ છૂટકો.

બાકીના જળાશયી આપઘાતો માટે હું ગુજરાતી નદીઓમાં ગંગા સરીખડી નર્મદા; અને સરોવરોમાં ઐતિહાસિક ઉદયપુરનું એકાદ સરોવર, અજમેરનું ફૉયસાગર (જેની તરફ કવિ 'સોહેની'-એ આપણા પ્રેમ કિશોરવયથી જ અગરાવ્યો છે, તે) અને અમારા ભાવનગરનાં એક નરરત્નના પુણ્યનામે અંકિત ગૌરીશંકર સરોવર : આટલાંને સૌથી વધારે માન્ય રાખું છું.

આ પ્રકાર સંબંધી એક છેલ્લી ચેતવણી: કોટે કે પાલવમાં પથ્થર બાંધીને કોઈ વાર જલાશયમાંનો આપઘાત કરવામાં આવે છે. એ રીત સ્વમાનની હણનાર છે, કેમ કે આપઘાત કરવો જ હોય તો પછી જે વસ્તુ દુનિયાભરમાં ઘણે ભાગે તિરસ્કારના રૂપક માટે જ વપરાય છે, તેની મદદથી શીદ કરવો ? આપબળ પર જ કાં ન ઝૂઝવું ? અને

આપઘાત એટલે તો સ્વમાનરક્ષા. આખી યે આલમ-
ની સામા આપણે એકલે હાથે આપણો ટેક
રાખીએ છીએ, એ જ આપઘાત કર્યાનો અર્થ
છે; તેમાં જ એનું સાર્થક્ય. તો પછી, પથ્થર-
સાથથી જીવનો અંત આણવા જેવું હીણું બીજું
શું હોઇ શકે ?

જળ પછી જહર. આ પ્રકારને ખીલવવાનાં
સાધન સ્થળકાળને અનુલક્ષીને હમેશાં જુદેજુદાં
વપરાયાં છે. સોરઠી સાહિત્યની આત્મહત્યારીઓ
અમલ સોમલને ઘોળીને શાંતિથી પીતી અને
પછી લાંબેરી સોડ તાણીને સૂતી; વધારે સામાન્ય
લોકો અફીણનો ડોઝ મોટા પ્રમાણમાં લઇને
ચલાવી 'લ્યે' છે; અને કેટલાકો, પોતે આ
વિજ્ઞાનયુગમાં યુગબળને માન આપી વિજ્ઞાનના
જ એક તત્ત્વની સહાયતાથી આપઘાત કરવાનું
ઉચિત ધાર્યું છે એમ ઇતિહાસમાં નોંધાવવા
માટે, આર્સેનિક કે પછી કાર્બોલિક એસિડ જેવો
જલદ તેજાબ પેટમાં પધરાવવો, એને જ વળી
આપઘાતીનો પરમ ધર્મ માને છે. પણ એવા
દાખલા યે બનેલા છે, જેવામાં તેજાબપ્રેરિત
બળબળતી મહાવ્યથા કેમે કરી ન ખમાવાને
લીધે, ઉમેદવારે કોઇ ધારદાર ઓજાર—હથિયારની
ધાર ગળે ઘસીને, ઘોર યાતનામાં તરફડતાં તર-

ફફડતાં આ લોકમાંથી જેમતેમ છુટકારો શોધ્યો હોય. પણ એવો તરફડાટ ને એવી કારમી વ્યથાઓ અંતકાળને શુભ ટાંકણે પરાણે પામવામાં મને કશું યે ઔચિત્ય દેખાતું નથી. કારણ સ્પષ્ટ છે: જેણે જિંદગીભર ઘણાં દુઃખ વેઠ્યાં હોય તે જ આપઘાતથી સુખ મેળવવા ઇચ્છતો હોય છે. તો પછી, સુખની પળ એટલી બધી પાસે હોય ત્યારે, વર્ણવ્યાં જાય નહિ એવાં કષ્ટો વળી હાથે કરીને તે વહોરાતાં હશે?

બાકી રહેલી રીતોમાંથી જે ત્રણેક સૌથી વધુ ઉપયોગમાં લેવાય છે, તેના ગુણાવગુણ થોડા છે, પણ ચર્ચવાજોગ તો જરૂર છે. ત્રણમાંની પહેલી બે રીતો અનુક્રમે સુગમ અને દુર્ગમ છે: ગળામાં ફાંસાની રીત, એ સુગમ રીત છે. તે વાપરવામાં ઝાઝી હિંમતની કે કોઇ અસાધારણ સાધનની અગત્ય રહેતી નથી. સ્ત્રીને તો માત્ર, કામીનીઆવાળા કહે છે તેવા 'લાંબા કાળા ચળકતા સુંવાળા' વાળ જ હોય તો પણ બસ છે. દુર્ગમ રીત જીભ કરડવાની. આનો ઉપયોગ પણ જીભને મહલાવવાની અને ફટવવાની વિદ્યામાં કુશળ એવી સ્ત્રીજાતિ જ કૈંક વધુ પ્રમાણમાં કરે છે. પણ જીભ કરડીને મરનારની હિંમતને તો ધન્ય છે એમ જ કહેવું પડે. મેં તો, મને આપ-

ઘાતની થોડીક ઇચ્છા જ્યારે એકાદ બે વાર થઇ હતી, ત્યારે એ સાધન વાપરવાનો યત્ન કરી જોએલો. પણ જીભને કરડતાં જીવ જ શેનો ચાલે? આ પરથી અનુમાન કરું છું કે કોઇ ભડવીર જેવી હિંમત વિના એવો યત્ન પાર પડી શકતો નહિ હોય. ત્રીજી એટલે કે કપડાંભર કેરોસીનમાં તરબોળ બનીને તેમાં અગ્નિનારાયણની પધરામણી કરાવવાની રીત તો તદ્દન અર્વાચીન અને આત્મઘાતકોની સૃષ્ટિમાં કેટલેક અંશે સૌથી વધુ પ્રચલિત છે. નજીકના ભવિષ્યમાં તેનો પ્રચાર હજી પણ વધે એ સંભવિત છે. જ્યારે આપઘાતનો રિવાજ, સાહિત્ય અને સંસારની બાબતોમાં પોતે જ સૌથી સાચા અર્વાચીન છે એવા ગુમાનીઓના મંડળમાં હાલના કરતાં વધારે પ્રસરશે, ત્યારે તેઓ આ પદ્ધતિથી જ પોતાનું પ્રિય જગત ત્યજ્યાનું સ્વીકારશે એમાં લવલેશ સંદેહ નથી. એના કરતાં વધુ અર્વાચીન માર્ગ કદાચ ટ્રેન તળે કચરાવાનો હોઇ શકે એમ પહેલી નજરે લાગે છે. પણ આ માર્ગનો અમલ નથી સહેલો કે નથી સર્વત્ર સુલભ. પશ્ચિમમાં તો એ કુદરતી રીતે જ વધારે પ્રમાણમાં આકર્ષક નીવડ્યો છે. પણ એ જ કારણે, આપણી રાષ્ટ્રવાદિતાને અણીશુદ્ધ રાખતા, એની મોટા પ્રમાણમાં આયાત અનિષ્ટ છે.

અનશનવ્રત ધારણ કરીને ધાર્મિક આત્મહત્યા કરનારા પણ કેટલાક હોય છે: જૈનો અને રાજદ્વારી કેદીઓ તેના જબરા શોખીન હોય છે. ધર્મમાં આત્મહત્યાની મનાઈ છે, એ લોકવાયકાને આપઘાતની આ રીત જૂઠી પાડે છે. પણ મર્યાદિત લોકસમૂહને જ એ ખપની છે—જો કે ઓછામાં ઓછી બે બીજી રીતો એનાથી પણ નાના સમૂહોથી સ્વીકારાય તેવી છે: ધનિકોથી જ અમલમાં મૂકી શકાય તેવી હીરો ગળી જવાની રીત અને જગતભરના સમસ્ત ઇતિહાસમાં એકમાત્ર મીસરની મહારાણીના નામ સાથે જોડાયલી એવી, પોતે પોતાને સાપ કરડાવવાની રીત.

પણ આપઘાત કરવાનાં આ બધાં સાધનો અને રીતોમાં તેની આટલી લાંબી ને ઝીણી તપાસ પછી પણ કૈંક ઊણુંઊણું લાગ્યા કરે છે. એ બધાં સારા પ્રમાણમાં લોકમાન્ય થયાં છે એ ખરૂં, પણ ખરી મર્દાનગીથી તો એમાંનું એકેએક સાધન વંચિત છે. મર્દ હોય તે ડૂબી મરે નહિ; ઝેર પીએ નહિ, ગળાફાંસો ખાવાની હીણપત ન વહોરે, જીભ કરડીને બાયલાનું કલંક ન વહોરે, તેમ ભૂખે મરીને સસ્તી શહીદીનો ઉમેદવાર પણ ન બને. તેણે—ખરા મર્દે—આપઘાત કરવો જ પડે તો કટાર છાતી કે પેટમાં ભોંકીને જ એ કરે. બીજાત્રીજા

ઉપાયો જેમ તેના પોતાના સ્વમાનનો સંપૂર્ણ ઘાત કરનારા છે, તેમ આત્મહત્યાની આખી યે સર્જનજૂની સંસ્થાના ગૌરવના પણ હણનાર છે. એ ખરું છે કે હાલનો જમાનો કટારને આપઘાત-ક્રિયામાં વાપરવા દેવા માટે મન-તન બેઉની દૃષ્ટિએ નાલાયક છે. પણ તેથી કંઈ એ ભાવનાની ઉજ્જવળતા ઝાંખી પડતી નથી—પોલાદનું નાનું શું, ચળકતું, ધારીલું પાનું શરીરમાં બેધડક હુલાવી દેવામાં જે વીરત્વ રહ્યું છે, તે તો એથી કંઈ મોળું પડતું નથી. અને દુનિયાના સૌથી અજબ વીર સુભટોએ—સોરઠી સાહિત્યના અસંખ્ય નાયકોએ—આ શૈલીના જ આપઘાત એવો પ્રસંગ આવ્યે કર્યા છે, એ હવે કોનાથી અજાણ્યું છે? એમને તો, રીવોલ્વર એમના સમયમાં શોધાઈ હોત તો પણ, એની મદદથી આપઘાત કરવો એ હિચકારાપણું લાગ્યું હોત તેની મને પૂરી ખાતરી છે.

આપઘાતના ઉપયોગોમાં, દુઃખોનો અંત આણવો એ તો એક બહુ દેખીતો, પ્રાથમિક ઉપયોગ છે; પણ વધારે હિતાવહ ઉપયોગ તો એ છે કે આપઘાતીને અત્યંત પ્રસિદ્ધિ છાપા દ્વારા આ યુગમાં મળ્યા વિના રહેતી નથી. મોટો શાહ-સોદાગર હોય, નાપાસ થએલો કોલેજિયન હોય કે કોઈ હતભાગી મિલમજૂર હોય, પણ તેણે

એક વાર બળજબરીથી જીવને શરીરથી છૂટો પાડ્યો, એટલે છાપાવાળા તેનું નામઠામ, ઉમર-વર્ષ, તેને કયું કેવું દુઃખ હતું તેની મળે તેટલી વિગતો, કયું તાત્કાલિક ને પ્રબળ કારણ તેને આપઘાત કરવા માટે મળ્યું તેની પણ સંપૂર્ણ વિગતો, આ બધું કાળજીપૂર્વક એકઠું કરીને—અને વળી વગરપૈસે જ—આખી યે શિક્ષિત આલમમાં નિઃસંશય પ્રસારશે. આ લાભ જેવોતેવો નથી. બીજી કોઇ રીતે જેણે કીર્તિ મેળવવાની આશા છોડી હોય તેમને હું તો આ માર્ગ ગ્રહણ કરવાની જ સલાહ આપું. અને મારે પોતાને માટે પૂછતા હો તો, આ આખો યે વિષય પરહિતની જ દૃષ્ટિએ મેં નિહાળ્યો છે છતાં, દુઃખોને નભાવી લેવા કે હસી કાઢવાનું શીખતો જતો હોવાથી આપઘાતનો વખત મારે આવે તેમ નથી છતાં, અતિ દુઃખ પડે તો તેને મારા જીવની આહુતિ આપવાને બદલે દુઃખ દેનારનો જ જીવ પહેલો લઇ નાંખવા મારા હાથ સળવળવા માંડતા હોવા છતાં, અને આપઘાતના વિચારો કે તૈયારીમાં જે વ્યર્થ કાળક્ષેપ થાય તેનો વધારે સારો ને સાચો ઉપયોગ મહાસંકટો વચ્ચે પણ જિંદગીને કેમ લંબાવવી અને સુખી રાખવી, તેની યોજના ઘડવામાં કરવો ઘટે એવી મારી પ્રતીતિ હોવા છતાં: આ

બધું છતાં, કીર્તિલાભ મને જો લખાણાદિ દ્વારા ઠીક પ્રમાણમાં ન થતો હોત તો મારી એ સુતીવ્ર વાસનાને હું અચૂક જ આપઘાત કરીને તૃપ્તિ પમાડત.

આ સંજોગોમાં, એ રીત અને આ અમર નીવડવા નિર્માયેલી નિબંધિકા જગતના સર્વે ભાવી આત્મહત્યાવાંછુઓને ચરણે નિષ્કામભાવે ધરીને વિરમું છું.

આ ધી જ લાજશરમ છોડીને આજે મારે હુંકારનો થોડો બચાવ કરવાનો છે; અને હુંકારવાદની ફિલસૂફીનાં થોડાં રહસ્યો સમજાવવાનાં છે. બેશક, શરમાળપણું નમ્રતા અને પોચું મન : આ ત્રિગુણાત્મક ઉપાધિઓથી જેનો જીવ હમેશ ઘેરાયલો રહે છે એમ મનાતું હોય, તેવો–મારા જેવો–માણસ હુંકારની કોઈ પણ રીતની તરફદારી કરે કે તેની મીમાંસા કરવા બેસે, એ બહુ વિચિત્ર વાત છે. પણ અંદરખાનેનું સત્ય એ છે કે એવા ગુણો ઉપરાંત, કેટલોક સાચો ( અને ઊંચામાં ઊંચી બનાવટનો ) હુંકાર પણ એ જ માણસે ઠીક પ્રમાણમાં ખીલવ્યો છે. આ નિકટની જાતઓળખાણને લીધે તે હુંકારની કેટલીક સૂક્ષ્મ ગૂંચો વધારે સહેલાઇથી ઊકેલી શકે તેમ છે. આમ જેને હુંકારવાદનું પ્રત્યક્ષ અને કૈંક ઊંડાણવાળું જ્ઞાન હોય, તે હુંકારનું ખરું હાર્દ, ઉપયોગી અને લોકકલ્યાણક હાર્દ, બીજાઓ કરતાં વધુ સમભાવથી સમજી શકે, તેનું નઠારાપણું પણ બરાબર ઓળખી–ઓળખાવી શકે, તેમાં શી નવાઈ? અને પોતાની એવી સમજણ

પરથી, વિશ્વના આ એક મહાન પ્રેરકબળને આદિ કાળથી જ અન્યાયો કરવાની લતમાં પડેલ જગતે જે ભારે અન્યાય કર્યાં છે, તે થોડે અંશે પણ નિવારવાની તક તેનું દયાર્દ્ર દિલ શોધે તેમાં પણ શી નવાઈ?

હુંકારની ભાવનાનું મોટામાં મોટું સુખ એ છે કે જિંદગીની ઘણીખરી ભાવનાઓ અને વસ્તુઓની પેઠે, તે જાતે સારી નથી અને માઠી પણ નથી. તેના સારામાઠાપણાનો બધો આધાર, તમે એ ભાવનાને કઈ દૃષ્ટિએ જુઓ છો અને તેનો કેવો–કેટલો ઉપયોગ કરવાની આવડત તમારામાં છે, તેની પર રહે છે.

હુંકારને જો તમે તમારો સેવક બનાવી જાણો, કોઈ ઉચ્ચતર સાધ્યને ખાતર તેને સાધન બનાવી શકો, તો તેના જેવો સરસ મિત્ર તમને ત્રિભુવનમાં પણ શોધ્યો નહિ જડે. દુનિયા વચ્ચે તમે ખબરદારીથી થોડુંઘણું પણ વસ્યા હશો, તમારી પંડની નાની શી દુનિયા ચલાવવાની ફરજ તમે થોડા પ્રમાણમાં પણ બજાવી હશે, તો તમને તરત જણાશે કે દુનિયામાં–કુટુંબમાં, સંસ્થાઓમાં, સમાજમાં, રાજ્યવહીવટ કે રાજકીય ચળવળોમાં પણ–વ્યવસ્થા સાચવનારું અને અનેક તરેહની અંધાધૂનીને ખાળનારું જે બળ છે, તે

હુંકારનું જ છે. પણ આ બળનો ઉપયોગ ઘણી સાવચેતી અને નાજુકાઈથી આપણે કરી જાણીએ તો જ તે ફળે છેઃ જાણે શસ્ત્રવૈદ્યની નાનકડી ને તીક્ષ્ણ ચપ્પુ જ જોઈ લ્યે. એનો તેમ આવી હુંકારભાવનાનો ઉપયોગ ઘણી કુનેહથી, સ્થિરતાથી, પૂરેપૂરા સમતોલ ચિત્તથી જ કરવાનો હોય છે. જરા પણ ચૂક થઈ તો એ મીઠો મિત્ર ઝેરી દુશ્મન બની બેસશે; જે સેવક છે, તે સ્વામી થઈને તમને ભોંયે પછાડશે. તેને એટલી બધી છૂટ લેવા દેવી ન હોય, તો તમારે હુંકાર-કલાના કલાકાર બનવું જોઈએ; એટલે એમ, કે શ્રેષ્ઠ કલાકાર જેમ પોતાની કૃતિમાંનું કલાતત્ત્વ છતું કરી નાંખતો નથી, પોતે તેને પ્રેક્ષકની આંખ પર અથડાવતો હોય તેમ વર્તતો નથી,–અને છતાં ગૂઢતાથી પોતાની ધારી અસર તો આબાદ ઉપજાવી શકે છે–તેમ, તમારો હુંકાર કુટુંબના મુખી કે સંસ્થાના અધિકારી તરીકે, નાતના પટેલ તરીકે, રાજ્યના અમલદાર તરીકે યા તો રાજકીય પક્ષના નેતા તરીકે, એમાંના કોઈ પણ સ્વરૂપે તે પૂરજોસમાં કામ કરતો હોય ત્યારે પણ, સામા માણસને પોતે હુંકારનો ભોગ બને છે, એ વાતની ગંધ પણ ન આવવી જોઈએ.

તમારી આ પદ્ધતિ સામે, અલબત્ત, કેટ-

લોક બમ્ભોળા ને ચોખલીઆં ટીકાકારો વાંધો ઉઠાવશે. તેમાં એમને કદાચ છળ દેખાશે ને પ્રપંચ દેખાશે. પણ એવાઓને મનુષ્યસ્વભાવનું જરા ય ભાન નથી. દુનિયામાં તેઓ છેતરાવા અને તુમાખી તરીકે પંકાવાને જ જન્મ્યા હોય છે એ વાતની મનમાં ખાતરી રાખશો, તો એમની ગડબડ તમને મૂંઝવશે નહિ.

એ સારો હુંકાર, ઇષ્ટ હુંકાર. તેણે આજ સુધીમાં મૂંગામૂંગા જનતાનું હિત જેટલું સાધ્યું છે, તેટલું સૌથી પ્રતાપી પયગંબરોએ પણ નહિ સાધ્યું હોય. પણ હુંકારનો એક બીજો, અનિષ્ટ પ્રકાર છેઃ તેને સાધ્ય જ બનાવી નાંખનારો પ્રકાર. આવો હુંકારી એ જ ખરેખરો નિન્દાપાત્ર હુંકારી છે. તે ઉપર્યુક્ત કલાત્મક હુંકારી જેવો નિર્દોષ નથી હોતો; હુંકાર તેના મનથી એક જાતનો આપદ્ધર્મ નહિ પણ પરમ ધર્મ હોય છે. તેણે એ શક્તિને સાધન તરીકે વાપરીને કોઇનું ભલું કરવાનું નથી હોતું તેને તો પોતાની એ શક્તિનો પાશ આખા જગત પર નાંખીને તેને પોતાનું ગુલામ બનાવવાની હોંશ હોય છે. આવો હુંકારી જેમ મનુષ્યજાતિનો રિપુ હોય છે, તેમ વિશ્વનિયમોનો પણ રિપુ બને છે. પોતે સૃષ્ટિક્રમમાં અણુના અણુથી પણ નાનો છે

તે ખ્યાલ સરખો તેને કદી આવતો નથી. તેને કોઈ પણ મનુષ્ય માટે માન નથી અને નીતિના શાશ્વત નિયમોની પણ પિછાન નથી. આપમોટાઇનો પ્રચંડ પવન આઠે પહોર તેનાં મનહૃદય ને આત્મામાં અવિરત સૂસવતો હોય છે. આવા માણસો માટે જ કહેવાયું છે "અહંકાર તો રાજા રાવણના પણ નથી રહ્યા." એવા રાવણોનો મેળાપ શ્રીકૃષ્ણને (તે પોતે રામાવતાર ને રાવણાવતારથી બહુ મોડા જન્મેલ છતાં) સારા પ્રમાણમાં થયો હશે એમ મને કોઇ કોઇ વાર લાગ્યું છે. તેમ ન હોત તો, "અહંકારથી વિમૂઢ આત્મા હું જ એક કર્તા છું એમ માને છે" એવો મત તેમણે ન દર્શાવ્યો હોત. પણ એ મતની પાછળ (તેમ જ આખી ગીતાની પાછળ પણ) કૃષ્ણનો પોતાનો કેટલોક હુંકાર રહેલો છે એમ પણ આપણે ન્યાયને ખાતર સ્વીકારવું પડશે. અને એ સ્વીકાર આપણે માનપૂર્વક અને મર્યાદાથી કરીશું: એમ કહીને કે એ હુંકાર પૂરતા પ્રમાણમાં કલાત્મક નથી છતાં, કૈંક વિશેષ ઉઘાડો છે છતાં, એમણે તે ગાઇ બતાવ્યો છે તે લોકસંગ્રહને કાજે, સ્વાર્થદૃષ્ટિથી નહિ.

પરંતુ વિમૂઢાત્મા હુંકારીના પક્ષમાં એટલું

તો બેધડક કહી શકાય કે તેના ઘણા મોટા દોષો છતાં, તેની કાર્યપદ્ધતિ હમેશાં સાફ હોય છે. તે પોતાના અહંકારને છુપાવતો નથી, જરા ય આવરતો પણ નથી. એને ગાતો વગાડતો જાણે સંસારમાં વિચરે છે. તેનો અહંકાર ખરેખર પારદર્શક છે : તમે તેના દરેક શબ્દમાં અને કાર્યમાં તેને જોઇ શકો. તેને ભૂલેચૂકે પણ નમ્રતાનો શિકાર બનેલો તમે નહિ દેખો. તમે, એ પોતે અને આખું ય જગત સૌ જાણતાં હોય છે કે એ મદમાતો છે અને તેવો જ રહેવાનો છે. વળી, બીજાઓ અહંકારી થાય, અને ગમે તેટલા થાય, તેની સામે તે કદી વાંધો લેતો નથી. અહંકારસૃષ્ટિનો તે સૌથી લહેરી જીવડો હોય છે. એવા માણસ અને એવી મનોદશાને આપણે લાંબે વખતે પણ નભાવી લેતાં શીખી જઇએ છીએ—અને તે આપણા સ્વાર્થ આડે ન આવે ત્યાં લગી તો આનંદથી પણ તેને નભાવીએ છીએ.

પણ કદી યે નભાવવા અશક્ય એવા કેટલાક અહંકારીઓનો મેળાપ પણ આપણને ઘણી વાર થઇ જાય છે. એ વ્યક્તિ બ્રહ્મની જેમ અનિર્વાચ્ય છે. તેનાં ગુણલક્ષણો આલેખવાં બિલકુલ સહેલાં નથી. બહુ બહુ તો, એક વિચિત્ર શબ્દ

પ્રયોગ કરી, તેને આપણે 'અહંકારવિરોધી અહંકારી' કહી શકીએ. પ્રયોગ ઝટ સમજાય તેવો નથી એ ખરું; પણ એમ તો એ અહંકાર-બ્રહ્મ પંડે યે ક્યાં ઝટ સમજાય તેવો છે?

બ્રહ્મનો સ્વભાવ જેમ અનાદિકાળથી અંત-કાળ લગી પોતામાંથી બ્રહ્મતત્ત્વ સ્રવ્યા કરવાનો અને તેમાંથી અનંતકોટિ બ્રહ્માંડો બાંધવા તોડવાનો થઇ પડ્યો છે, તેમ આ જાતના અહંકારીનો સ્વભાવ પણ, જિંદગીના આદિથી અંત સુધી, અહંકાર-તત્ત્વ સ્રવીને તેમાંથી પ્રતિપળ મનમાની સૃષ્ટિઓને રચવા, ભાંગવા ને ફરી રચવાનો જ થઇ પડ્યો હોય છે. આવા વિશિષ્ટ સંજોગોમાં તેને આખું વિશ્વ અહંકારમય દેખાય, એ અનિવાર્ય છે. પોતે જગત-માં ઠેરઠેર વેરેલા અહંને લીધે એ જગત તેને તેવું દેખાય છે. તે પોતે પોતાના વિચારો અને તરંગો દુનિયામાં ફેલાવવા અહર્નિશ આતુર હોવા છતાં, એવો જ ફેલાવો જો કોઇ બીજો કરવા માંડે, તો તે બળીને ખાખ થઈ જાય છે. "કેટલો 'ઘગો' છે, આ માણસમાં ?" આ અહંકારવિરોધીનો પોતાના કલ્પિત અહંકારી વિશેનો સનાતન પ્રશ્ન છે. આમ, તેનું મોટામાં મોટું દુઃખ એ છે કે, તે પ્રમાણિક નથી; નિખાલસ પણ નથી; થોડીક હાસ્યવૃત્તિ તેનામાં નથી; જગત પોતે જ રચ્યું છે

એવી પોતાને ઓછી વધુ ભ્રમણા હોવા છતાં, એ ભ્રમણાનો કોઇ પણ રૂપે સ્વીકાર કરવો તેને ગમતો નથી. તેણે વિનમ્ર નર તરીકે બધે ખપવાનો નિશ્ચય કર્યો હોય છે, હુંકારી સંસારને વિનમ્ર કરવાનાં વ્રત તેણે લીધાં હોય છે—અને આ બધો ય વખત, હુંકારની અખંડ જ્વાળા તેના એવા હૃદયના અંધારમાં, પોતાનો બિનકુદરતી પ્રકાશ ફેલાવતી, પોતાની અણિયાળી શિખાઓ વડે તેના હૃદયદેશના ઘાડા અંધારને ચાટી લેવા મથતી, દિવસ ને રાત, રાત ને દિવસ, ભડભડતી જ હોય છે.

આવો હુંકારનાથ બીજાઓ કરતાં પોતાને વધારે નુકસાન કરતો હોય એ દેખીતું છે. બીજાઓ તો તેની અગાધ મહત્તાને પૂજી શકે તે માત્ર સૌમ્ય ને સુગંધી હાસ્યનાં પુષ્પોથી.

એ વાત થઇ હુંકારના ખોટા પેગંબરની. ખરા પેગંબરો યે ઘણી વાર હુંકારવાદી થઇ જાય છે, પણ અજાણતાં થઈ જાય છે. તેમના બોલવા લખવામાં ‘ હું ’ વધારે પડતું આવતું હોય, તો તેનું કારણ એટલું જ કે તેમની મારફત પરમેશ્વર બોલતો હોય છે. અને કોની મગદૂર છે કે પરમેશ્વરને હુંકારવાદી થતો અટકાવે ? તેણે તો સૃષ્ટિસર્જનને પહેલે જ દહાડે, આપણને પૂછવાનો

પણ વિવેક કર્યાં વિના, કેવા પરોપકારક અહં-ભાવથી કહી નાંખ્યું હતું "એકોહં બહુ સ્યામ્"? ને એ મંત્રમાંથી જ જાણેઅજાણે પ્રેરણા પામતા આજ લગીના બધા યે ગૌણ વિશ્વ-વિધાતાઓ—પેગંબરો, કવિઓ, કલાકારો, વિ-ચારકો અને કલાત્મક હુંકારીઓ—પોતપોતાનું જીવન-કર્તવ્ય બજાવી ગયા છે. આ પ્રકારને આપણે નિષ્કામ હુંકારવાદીઓ પણ કહી શકીએ. તેઓ સ્વાર્થ—અસ્વાર્થનો કશો વિચાર કરવા કદી પણ થોભી શકતા નથી. તેઓ તો, પોતાનો આત્મા જે અંદરથી આદેશ દે તે પ્રમાણે, લગભગ અજાણતાં જ, પ્રજાહિતસ્વી એવો હુંકાર ઉદ્‌ગારતા અને આચરતા હોય છે.

આને કેટલીક રીતે મળતો છતાં આનાથી જુદો એવો કેટલાક આધુનિક લેખકોનો હુંકાર હોય છે. એ ગુણ જે લેખકમાં કચાશભરી ને નિર્લજ્જ રીતે આવતો હોય છે, તેની આ વાત નથી. તેવાઓ તો ઉપરના વિમૂઢાત્મા કે અહંવિરોધી અહંકારીઓમાં સમાઇ ગયા. જેમની અહીં આપણે મહેલી પિછાન કરવી છે, તે અહં—લેખકો અવ-નવા અને બહુ ખૂબીદાર છે.

આ જીવોના બે સુરેખ વર્ગ પડે છે: 'હું' સર્વ-નામના ઉપયોગ પરત્વે બહુ બીકણ હોય તેવો; અને,

એટલો જ બહાદુર હોય તેવો લેખક. પહેલો હૃદય-માં વસતા હુંકારદેવની હાજરીથી એટલો ડરતો હોય છે, પોતે એક શબ્દ લખે છે તેમ તેમ એ શબ્દોમાંનો હુંકાર જ પોતે પરોક્ષ રીતે દર્શાવતો હોવાનું તેને એટલું તીવ્ર ભાન હોય છે, કે તેને હાથે લખાણમાં એકાદ વાર પણ 'હું' સર્વનામ કે તેનું કોઇ જ રૂપાખ્યાન પેસી શકતું નથી. આ વાતની અતિશય કાળજી તે રાખતો હોવાથી, તેના લેખ 'અહં' શબ્દ વિનાના છતાં અહંભાવનાથી ભરપૂર બને છે. એ લેખો શુષ્કતા ને અતડાઇથી પણ એટલા સમૃદ્ધ હોય છે કે, તેમાંનાં અર્ધ સત્યો કે દોઢ સત્યોને લીધે થોડો કાળ એ ઠીકઠીક ગવાય છે છતાં, પછીથી છેક જ વીસરાય છે.

બીજો અહં-લેખક તે, રમૂજી વાર્તા કે તેવા જ નિબંધોનો રચનાર. એ સદ્દભાગીને તો, એક પાનામાં પોતે બારપંદર વાર 'હું' વાપરે તો યે કશી ચિંતા થતી નથી. તે બરાબર જાણતો હોય છે કે એવી છૂટ તેણે સ્વીકારેલ લેખપ્રકાર-માં ધર્મરૂપ બને છે. તેનાં પૃષ્ઠોમાંનો અહં એ હૃદયવાસી નહિ પણ તાત્કાલિક, ધારણ કરેલો અહં છે; તેના હૃદયમાં તો નિરહંતા ને સરળતા ભારોભાર ભરી હોય છે. માનવતા પણ તેટલી જ.

આથી તેની કૃતિઓ અમર નહિ તો ચિરંજીવ તો જરૂર બને છે.

મને તો અહંવાદીઓના આટલા બધાં નમૂનાઓમાં આ છેલ્લો સૌથી વધારે ગમે છે. એની મીઠી, માયાભરી સોબત મેં સાહિત્યમાં તો ઘણી વાર શોધી છે અને પામ્યો છું. જીવન-માં પણ જો તે એક વાર હાથ ચઢે, તો તેને કદી છોડું નહિ.

પણ એવો દિન ક્યાંથી?... ... ...

જ્યાં સુધી પ્રભુકૃપાથી આ બ્રિટિશ મહા-રાજ્યનો અણઆથમ્યો સૂર્ય આપણે માથે પોતાનાં સહસ્ત્રકોટિ કિરણો વરસાવે છે અને વરસાવ્યા કરશે, ત્યાં સુધી એ જ સૂર્યની સ્થિર અને અત્યંત નિયમિત ગતિથી, વરસમાં બે વાર તો આપણા જીવનમાં એ પ્રસંગ આવ્યા કરવાનોઃ એક જાન્યુઆરીની શરૂઆતમાં, અને બીજો જુનની. એ દિવસોએ હિંદમાં ઘણે ઘેર વગર-ઉત્સવે ઉત્સવ ઉજવાય છે, કેમ કે એ દિવસોએ નામદાર સરકાર તરફથી માનઅકરામની ઘણી લાંબી અને રસિક ટીપો બહાર પડે છે.

આજે પણ તેમાંનો એક દિવસ છે. છાપું જોયું ત્યારે જ મને તો એનું ભાન થયું. પણ એક વાર એ ભાન થયું, એટલે બીજું બધું કામ અળખામણું લાગ્યું. એવી ટીપ મેં વાંચી તો ઘણી વાર હશે. પણ આજે તો એ વાંચીને જે વિચારો ઉભરાયા તેણે મારી પાસે મારી ફરજને અંગેનું ભારેખમ લખાણ કરવા દેવાની મનાઇ કરી અને આ લખવા બેસાડ્યો. આમ થાય એ તદ્દન સ્વાભાવિક છે. જે મહા-

રાજ્યમાં, સતી નર્મદાની માફક સૂર્યને આથમતો અટકાવવાની અને ઉત્સવદિન નહિ છતાં કેટલાકો પાસે ઉત્સવ પળાવવાની શક્તિ છે, તેની ટીપમાં મારા જેવા તેના વફાદાર શહેરીને થોડો વખત તેની ફરજ ચૂકવવાની શક્તિ પણ હોય, તેમાં આશ્ચર્ય શું ?

પોતાના જીવનમાં ઝાઝો આનંદ ન હોય, ત્યારે બીજાંને આનંદિત જોઇને રાચવું એમ ડાહ્યા પુરુષો કહી ગયા છે. આજે એ જરા આકરી, જરા અણકુદરતી, છતાં એક તરેહના વિશ્વબંધુત્વને કેળવવા મથનારી શિખામણનો ઉપયોગ કરવાનું મન થાય છે; ટીપને પ્રતાપે જે નસીબના લીલાઓ આજે મહારાજા કે મહામહોપાધ્યાય, જી. સી. એસ. આઇ. કે સર-નાઇટ કે દિ. બ. કે રા. સા. બન્યા હશે, તેઓ અને તેમનાં સ્નેહીસંબંધીઓ આ ઘડીએ કેવા અમોલા આનંદમાં નહાતાં હશે, તેની ઝાંખી કલ્પનાપ્રવાસથી કરવી મને અત્યારે ગમે છે.

આજે એ હરેક ઘરમાં લગભગ લગનનાં જેવી ધામધૂમ અને ધમાલ હશે. માનપાત્રનું પોતાનું મોં આખો યે દિવસ મલકમલક થયા કરશે—સવારમાં તો સૌથી વધારે. તેની વહુ કદાચ તેનાથી પણ વધારે મલકાતી હશે. તે તો કેટ-

લાંક અઠવાડીઆં લગી મલકવાની, અને પોતાની બ્હેનપણીઓની હાજરીમાં તો ખૂબ જ મલકવાની, એમ પણ આપણે ખાતરીબંધ કહી શકીએ. એ જ રીતે તેના આખા કુટુંબમાં, સૌ–સૌના સ્નેહભાવના પ્રમાણમાં, ઉત્સાહની સેરો ફૂટતી હશે કે સરિતાઓ ઉભરાતી હશે. કોઇ માન મેળવનારને ત્યાં વળી વરવહુ કે પિતાપુત્રના બગડેલા સંબંધ સુદ્ધાં–કદાચ આજના દિવસ પૂરતા, કદાચ કાયમ માટે પણ–સુધરશે.

કુટુંબ પછી કુટુંબના આશ્રિતો, નોકરો, મિત્રજનો અને સર્વસામાન્ય રીતે કહીએ તો, આજથી સદીઓ પહેલાં મહાયોગી ભર્તૃહરિએ જેમને ‘ રે રે ચાતક ’ માંની તીક્ષ્ણ અન્યોક્તિવડે ઘાયલ કરવાનો મિથ્યા પ્રયાસ કર્યો છે, તે બધાઓ. આ લોકો પણ, હવે નવીન ઉપાધિઓથી અધિક વિભૂષિત એવા પોતપોતાના દેવનાં જે અનેકવિધ નૈવેદ્યો પામીને આજે આનંદ અનુભવશે, તેમાં હું ઊલટભેર ભાગ લઇને મારા શુષ્ક અને હમેશના શોકમય મુખને પળવાર મરકવા દઉં છું.

પણ એ બધા ય આનંદો તુચ્છ છે–બ્રિટિશ અધિકારીઓ જે આનંદથી આજે ચકચૂર હશે તેના પ્રમાણમાં. મામલતદાર ને કલેક્ટર, કમિશનર ને ગવર્નર : આ સૌનાં વિશાળ હૃદયોમાં જે

અનર્ગલ ઉલ્લાસની છોળ પર છોળ ઊડતી હશે, તેનું વર્ણન કરવા માટે તો આપણા પુરાણકારોની સ્વચ્છંદી કલ્પના પણ—તેને જો આ શુભ ટાંકણે થોડો વખત પુનર્જીવન પમાડી હોય તો—બહુ સંયમી નીવડે એવો મારો અધીન મત છે. અધિકારીઓના સુઘડ ને સફાઇદાર, દમામદાર, લગભગ ભય પ્રેરક બંગલામાં જ્યારે એકેક નવો ખિતાબધારી, જાણે હાસ્યરસનો સાક્ષાત પૂર્ણાવતાર હોય તેવો, માત્ર મુખથી નહિ, ગતિથી પણ—કહો કે અંગેઅંગથી ચોમેર હાસ્ય ઢોળતો એવો, ઓસફાઇને શેકહેન્ડ કરતો કે ઝૂકીઝૂકીને સલામ કરતો—આવો ખિતાબધારી બંગલામાં કે સાહેબના રૂમમાં પેસતો હશે, ત્યારે સાહેબનું મન શા શા હર્ષોન્માદી અસ્પષ્ટ જેવા વિચારોમાં લીન નહિ બનતું હોય? "કેટલી ચુસ્ત વફાદારી! બ્રિટિશ તાજ તરફ કેવો અટળ પ્રેમ! હિંદીવાન પરાપૂર્વથી રાજભક્તિમાં એક્કો છે અને રહેવા જોઇએ તેનાં આ કેવાં સચોટ ઉદાહરણ, અસંખ્ય ઉદાહરણ! ... પેલો—દાસ હમણાં જ આવી ગયો. એ પહેલાં કેટલો મોંઘો થતો હતો? 'હું તો લોકસેવક; મારે ખિતાબ શા?' આ એની દીન વાણી હતી. આજે રાવબહાદુર બની વર્તનને પણ એણે કેટલું દીન કર્યું? ને પેલો દિવાનબહાદુર તો અગ્નિ હજી પાસે આવ્યો ન આવ્યો ત્યાં જ

પીગળી ગયો. એ દંભી ૭ ટકાની લોન લેવાની જ ના પાડતો 'તો. 'બહુ બહુ તો સો–બસોની લઉં' એમ કહેતો. ને આજે કેવો ચાલીચલાવીને હજારનો ચેક શ્રીહસ્તે જ આપી ગયો! લુચ્ચો! ... ... પ્રભુ અને પ્રભુપુત્ર જીસસ ક્રાઇસ્ટ એ સૌને હરહમેશ આવી જ મતિ સુઝાડો ... અને આજના જેવા દિવસે આખા હિંદુસ્તાનના ચળવળીઆઓ કેટલા અક્કલના બારદાન લાગે છે! એ બધાને કહીએ જ્યાં લગી બ્રિટિશ સામ્રાજ્યને થીરસ્થાવર ટકાવી રાખવા અમને આવા અવિચળ થાંભલાઓ મળી રહે છે, જથ્થાબંધ જોઇએ તો તેમ, છૂટક જોઇએ ત્યારે છૂટક પણ, ત્યાં લગી તમે બધા ધૂમાડાના બાચકા ભરો છો, બાચકા!"

આવા સૌએ સાચા સામ્રાજ્યહિતચિંતકોના સહેજ અપવિત્ર છતાં ઉભરાતા આનંદમાં આજના દિવસે સહભાગી બનવાની હું મારી પવિત્ર ફરજ સમજું છું.

હિન્દહિતૈષી અમલદારોને મુખેથી બાર મહિને એકાદ બે વાર નહિં પણ ઘણી ઘણી વાર 'ચળવળીઆ'નો ખિતાબ પામનાર સજ્જનો પણ આજે એક અનેરા આનંદમાં મહાલી રહ્યા છે. તેઓ આજે પોતપોતાનાં

છાપાંમાં વાતચીતમાં ને ભાષણોમાં સરકારને ભાતભાતની શબ્દપુષ્પાંજલિથી ફરી એક વાર વધાવવાનો બેહદ, માફક આનંદ લૂંટે છે. અલબત્ત, એમની ટીકાઓ આનંદ મેળવવાના હેતુથી થતી હોતી નથી એમ આપણે સ્વીકારી લઇશું. એમનો હેતુ તો વિશુદ્ધ હોય છે. આ પરદેશી પક્કાઇબાજ સરકાર આવાં ખોટાંખરાં ટાંકણાં ઊભાં કરીને, કેવી આપણા બિચારા ભોળાભલા માનભૂખ્યા દેશભાઇઓની નબળાઇનો લાભ લેતી જાય છે. આ વાત પ્રજાને એક કર્તવ્યધર્મ તરીકે રોશન કરવી, એ સિવાયનો આશય અમારો નથી, એમ એ બધા ય ટીકાકારો તમને કહેશે. અને તેઓ આબરૂદાર છે, પ્રમાણિક સદ્‌ગૃહસ્થો (ને સન્નારીઓ) છે, એટલે તેમનું કહ્યું આપણે પૂરી ઠાવકાઇથી સાંભળી લેવું જોઇએ; “હા હા, બરાબર છે.” એવો જવાબ શાંતિથી એમને આપી દેવો જોઇએ. આમ છતાં, જવાબની પછે પણ તમારા અંતરમાં કોઇક અશાંતિકર અવાજ ઉઠવાનો જ: “હેતુ ગમે તે હોય; આ તીખીતમતમતી ટીકાઓનું પરિણામ તો આનંદ જ છેઃ તમારે માટે ને તમારા વાંચનારાઓ માટે. તમે સઘળા ય ટીકાકારો મજાને ખાતર આ વાતનો વિરોધ નહિ કરતા હો, પણ વિરોધ કરીને એ પ્રજાસેવા કર્યાનો જે લહાવો તમે

સ્યો છો, તેના ભીતરમાં પણ આનંદ—પવિત્ર તો પવિત્ર, પણ આનંદ—સિવાય બીજું શું છે?"

આમ સર્વત્ર અને સર્વનાં મનમાં નોખ-નોખી રીતે આનંદમંગળ વરતાવનાર બે દિવસો આપણે સ્વરાજ્ય મળ્યા પછી પણ રાખવા પડશે એમ મને તો લાગે છે; અને ખાસ કરીને એટલા માટે રાખવા પડશે કે, પરમેશ્વર સ્વરાજ્ય મોકલશે તેની જોડે કૈં આપણી પર જનસ્વભાવ પલટી નાંખવાનો પરવાનો મોકલવાનો નથી. આજના સૌથી સ્વરાજીલા દેશોમાં પણ માન-ભૂખ ને માનાપાનનાં વેચાણ ક્યાં ઓછાં ચાલે છે? એટલે માનપાનની ટીપો એ આપણી સાંસ્થાનિક દરજ્જાની રાષ્ટ્રીય સરકારના વહીવટનું પણ અગત્યનું અંગ બની રહેવાનું. નવી યોજનામાં કૈં યે નોંધવા જેવો ફેર પડશે, તો એટલો જ કે એ વખતે માનચાંદની ટીપો વરસમાં એને બદલે કદાચ ત્રણ વાર જાહેર થશેઃ વીર વિક્રમનું બેસતું વર્ષ; રાજાજીનો જન્મ-દિવસ; રેંટિયાબારસ ઊર્ફે ગાંધીજીનો જન્મદિવસ.

અમારા દેવ

ગ્રંથકારોના દેવ તરીકે શ્રી ગૌરીસુત ગજાનનનું નામ પસંદ કરવામાં આવ્યું છે. પણ કેટલાકોને એ સળવળતી સૂંઢ અને ફુલેલી ફુંદમાં અરસિકતા દેખાય છે. તેઓ જાણે સ્ત્રીસન્માનના પણ હિમાયતી હોય છે. આથી તેમણે ગ્રંથકારોની પૂજાઅર્ચાની પામનાર તરીકે અધિષ્ઠાતાને બદલે અધિષ્ઠાત્રી નિર્માણ કર્યાં છે. તેમણે એ સ્થાને શુભ્રવસ્ત્રના વીણાધારિણી મયૂર-વાહિની શાન્તિદાયિની એવી સરસ્વતીદેવીની પ્રતિષ્ઠા કરી છે. પણ દેવસર્જકોના આ બંને પ્રકારે ક્યાંક ગંભીર ભૂલ કરી નાંખી છે. જો કહેવામાં એમનું અપમાન ન થતું હોય, તો બેધડક એમ પણ કહું કે એમનાં સર્જન અજ્ઞાન અને બિનઅનુભવથી ભરેલાં છે. બાકી સઘળા યે જ્ઞાની અને અનુભવી ગ્રંથકારો તો સારી રીતે જાણે છે કે અમારો ખરો દેવ તે અમારા ગ્રંથોનો પ્રકાશક જ છે, બીજો કોઇ નહિ.

આ દેવની સત્તા અપાર છે. અમારી ગ્રંથ-કારોની સૃષ્ટિનો તો એ સહેજે સર્વેશ્વર બન્યો

છે. તે એટલે સુધી કે, અમારામાંના જે જે વિચારકો ચુસ્ત નિરીશ્વરવાદી છે, જગતના ચલણી ઇશ્વરનો જેમને લવલેશ ખપ નથી, તેઓ આ પ્રકાશક દેવને તો મનસા, વાચા અને કર્મણા ભજતા જ હોય છે; આઠે પહોર અનન્ય ભક્તિ-ભાવે ભજતા હોય છે. કવિએ પૂજ્યભાવથી ગળગળા બનીને જે પંક્તિઓ પરમેશ્વર માટે વાપરી છે, તે અમે ગ્રંથો ગૂંથનારાઓ વગર-સંકોચે પ્રકાશકેશ્વરને જ સંબોધી શકીએ તેમ છીએ:

ત્રણે લોકે દેવા! નથી તુજ સમો અન્ય ન થશે,
વિભુરાયા! તુંથી અધિક પછી તો કોણ જ હશે?

અમારા એ દેવાધિદેવની સર્વશ્રેષ્ઠતા એક બીજી રીતે પણ સિદ્ધ થાય છે. તે અદ્ભુત આત્મસમર્પણી છે. બીજા કોઇ પણ દેવમાં આ ગુણ પૂરેપૂરો ખીલેલો દેખાતો નથી. એ સૌ યે સકામ દેવો છે, જરાક સ્વાર્થી દેવો છે. ઉપનિષદોનો બ્રહ્મ હોય, વેદનો વરુણ ઇન્દ્ર કે અગ્નિ હોય, કે પછી (થોડા ને ઘણા) તેત્રીશ કરોડ પૌરાણિક દેવો હોય: આ સમસ્ત દેવમંડલના સભ્યો એવા છે કે પોતે જાતે પ્રકાશવા આતુર હોય છે, પણ અમારો નિષ્કામકર્મયોગીશ્વર તો અમને,

નિસ્તેજ અને નિષ્કિંચન ગ્રંથકારોને, પ્રકાશમાં આણવાની અખંડ તપશ્ચર્યામાં જ આ અણમોલ મનુષ્યજન્મની અનેરી સાર્થકતા અનુભવે છે. "સંતોની વિભૂતિઓ પરોપકારાર્થે જ હોય છે" એ સનાતન મહાસત્યની જેવી સંપૂર્ણતઃ સાક્ષી પ્રકાશકસંતોનું જીવન પૂરે છે, તેવી જગતના ઇતિહાસમાં બીજું કોઇ પણ જીવન પૂરતું હોય એમ જાણવામાં આવ્યું નથી.

પ્રકાશવાનો લોભ: આ બીજા દેવોનું જે અપલક્ષણ, તે અમારા દેવને વર્યું નથી, પણ એમનાં કેટલાંક સુલક્ષણોથી તો એ જરૂર અંકિત છે.

તે મઘવા જેવો મહાબલિષ્ઠ અને પરાક્રમી છે. તે દેશવ્યાપી, ધોધમાર જાહેરખબરો દ્વારા ઠેરઠેર ગર્જનાઓ કરવામાં અત્યંત શૂરો છે. તેના એ શબ્દશૌર્યનો રાજીખુશીથી શિકાર થવા તૈયાર ન હોય તેવો એક પણ વાચક મેં જાણ્યો નથી. આ સ્વરૂપે દેવને કોપેલા પણ મેં જોયા છે. વાચકવિશ્વ કોઇ વાર અત્યંત જડ બનેલું દેખાય ત્યારે તેની જડતારૂપી વૃત્રને તેમણે (છાપાંમાં પ્રકાશકપક્ષના ઉગ્ર લેખો લખી લખાવીને, તેમાં વાચકોની સર્વસામાન્ય ઝાટકણી કાઢીને) વાણીના વજ્ર વડે હણી નાખ્યો છે અને અમારાં ગ્રંથવારિને વહેવાનો માર્ગ સરળ કરી આપ્યો છે.

અને અશ્વિનબંધુઓનો ગુણ પણ મેં તેમનામાં કેટલોક અનુભવ્યો છે. એ દુષ્પટ દેવોએ પળવારમાં ચ્યવન ભાર્ગવને યૌવન અને ચક્ષુઓ અર્પ્યાં અને વીરાંગના વિષ્પલાનો ભાંગેલો પગ આખો કરી આપ્યો, તેમ પ્રકાશકાશ્વિનૌ પણ અમારાં અનેક જન્મોનાં દુષ્કર્મોએ કરીને જે ગરીબી અમે વહોરી હોય છે, તેના હૃદયઘાવ રુઝવવાનો લેપ, ચેક અથવા તો કરંસીનોટોના સ્વરૂપે, પ્રસંગોપાત્ત પૂરો પાડે છે. હા, એ લેપ અત્યંત મોંઘો હોવાથી તેઓ હમેશાં જુજ પ્રમાણમાં જ લગાડે છે અને તેથી ઘાવ પૂરેપૂરા તો કદી રુઝાતા નથી એ ખરું. પણ એમાં દેવ શું કરે ? કર્યાં કરમે શું ભલા ભૂપતિઓને પણ છોડ્યા છે કે અમને છોડે ? એટલે અમારે તો દેવની ઝીણી શી કૃપાઝરણી બદલ પણ જિંદગીભર એમના ઓશિંગણ જ રહેવાનું હોય છે.

પુરાણોની દેવસૃષ્ટિ પર નજર નાંખીએ તો, પ્રકાશક દેવ સગુણ બ્રહ્મ છે. સંસારલીલાની પ્રેરક પાલક અને વિનાશક એવી ત્રિમૂર્તિનો જ એ સાહિત્યાવતાર છે. અમારા જગતનો તે ખરેખરો 'કર્તુમકર્તુમન્યથા કર્તુમ્' પ્રભુ હોવાથી હરેક સાહિત્યકાર, પોતાના જ એક જાતભાઈની સાક્ષી ફરી એક વાર શોધતો, પ્રકાશકને અહો-

સ્તોત્ર સ્તવતો હોય છેઃ " તું સૃષ્ટિ ધારે છે, સૃજનપ્રલયે નાથ ! તું જ છે, " એવા અનાથનનાથને અમે કદીક નિર્ગુણ બ્રહ્મને સ્વરૂપે પણ પેખીએ છીએ. જ્યારે જ્યારે ઉરના ઉમળકાથી વિનમ્ર ભાવે અમે આત્મા ઢાળીને અમારા એ પ્રાણાધારને કોટિકોટિ પ્રણામ કરીએ છીએ, ત્યારે અમારાં અંતર વિશ્વના તે આદિકારણનો સૂક્ષ્મ સ્પર્શ કરે છે, તે દિવ્ય ગીતધ્વનિઓ સુણે છે, તે જાજ્વલ્યમાન જ્યોતિઃપુંજનાં દર્શન કરે છે, તે મૂક છતાં નિર્મૂક સ્તુતિમંત્રો ભણે છે, તે નીરવ છતાં ગૂઢ ગાનના પ્રશાંત આહ્લાદને ઓળખે છે, તે અનિર્વાચ્ય પરમાનંદના અનુભવોમાં લીન બને છે, જેને અનેક યુગોમાં એકાદ વાર ' જોગીજોગેશ્વરા કોઇક જાણે '; અથવા, જેને તેઓ પણ કદાચ નહિ જાણતા હોય.

ઇશ્વરે જેમ પોતાનો જાહેર હેતુ સાધવા દુનિયામાં પોતાના પૂજકો સર્જ્યા છે, તેમ કોઇક ખાનગી-' અકળ ' ને ' ગહન ' ને ' નિગૂઢ '- હેતુ સાધવા ઇશ્વરનિંદક પાપાવતારો પણ સર્જ્યા છે. અમારા પ્રકાશક-પરમેશ્વરે પણ કોઇ એવા જ કારણથી ગ્રંથકારસૃષ્ટિમાં પોતાના નિંદકો વેરીઓ અને વિરોધીઓને જન્મવા દીધા છે; કેટલેક અંશે જામવા પણ દીધા છે. આ

ફૂલપવીરો રોજ ઊઠીને એક જ ધંધો લઇ બેસે છે: પ્રભુ પ્રકાશકને વગોવવાનો; વખતે ને કવખતે વગોવવાનો; તક મળી જાય તો તેમ, નહિતર એને ઊભી કરીને પણ વગોવવાનો. અને આવા દુરાચારને સેવનારાઓ કોણ હોય છે?–લેખકો જ: નહિ વકીલ, નહિ દાક્તર, નહિ કારકુન કે ઇજનેર, પણ લેખકો; પ્રકાશકની જ દયા અને દાનો પર જીવનારાઓ; લાયકીસર કે નાલાયકાત છતાં પણ, જિંદગીભર લેખકપણું કરીકરીને કીર્તિ અને મહત્તાના શિખર–સિંહાસને ગર્વિષ્ઠતાથી વિરાજવાના ઉમેદવારો.

આવો અપકાર તે કેમ સહ્યો જાય? એ તો ઠીક છે કે અમારો પ્રભુ દીનવત્સલ છે ને દયાસાગર છે, એટલે આવાઓને પણ પોતાના જગતમાં શાંતિપૂર્વક નભાવી લે છે. પણ હું જેવા તેના અનન્ય ભક્તથી આ અત્યાચાર ખમાતો નથી. અને તેથી જ, પાપીઓને દંડ દેવામાં ભગવાન કરતાં ભક્તની (ખાસ કરી પયગંબરી છાપના ભક્તની) અધીરાઈ હમેશાં અધિકતર હોય છે ને હોવી જોઇએ, એ સનાતન વિશ્વનિયમને વશવર્તી એવો હું,–એક સ્વયંનિર્મિત છતાં નેક, છતાં સાચો, પ્રભુપ્રેરી પયગંબર—એ દુષ્ટ દનુજોનાં નિન્દા-

તા બાદ કરો અને તેમાંના 'ઊર્મિમાન્દ્ય'-(જેને માટે સુગમ શબ્દ 'સેન્ટિમેન્ટેલિટી' છે, તે)થી ઓગળી જવાની તમે ના પાડો, ત્યારે તો સાવ સહેલો છે.

પહેલો રદીઓ તો એવો આપી શકાય કે લેખકે પોતાની સકળ શક્તિઓ પરથી (ઉપર કહ્યું તેમ) એક વાર હાથ ઉઠાવ્યો, એટલે તેને ગરીબી કે આઘાતની ફરિયાદનો હક રહેતો નથી: તેણે ઉઘાડી આંખે સમૃદ્ધિ આપીને ગરીબી લીધી છે, મનોવૈભવ આપીને મન માટે આઘાત ખરીદ્યા છે. પણ આ જવાબ આપવા જેટલો ક્રૂર હું નહિ થાઉં. હું તો એટલું જ કહીશ કે ભક્તની કપરી કસોટીઓ કરવી એ બધા ભગવાનોની જૂની ખાસિયત છે. તેથી પ્રકાશકભગવાન પણ જ્યારે જ્યારે તમને પૈસા માટે ટળવળાવે, ત્યારે ખાતરીથી માનજો કે તમે સો ટચનું સોનું છો એવી તેને સંપૂર્ણ શ્રદ્ધા હોવાને કારણે જ તમને તે દારિદ્ર્યાગ્નિમાં અને આઘાતા-અમાં તપાવીને તમારા ઉત્તમાંશોને બહાર ાણવા મથે છે. આ દૃષ્ટિ કેળવનારો લેખક ક દહાડો પણ સુખી થયા વિના રહ્યો નથી. દહાડો તે કયામતનો દહાડો નીવડે એ તદ્દન નવાજોગ છે. પણ એ તો જેવાં તમારાં

કિસ્મત. એ બાબતમાં અલ્લા પ્રકાશક પૂરેપૂરા લાચાર છે, લાઇલાજ છે.

થોડા પૈસા ને મોડા પૈસાથી ગનીમત કરનાર લેખકો વળી એક ત્રીજું જ તૂત આ પાકપરવરદિગાર સામે ઊભું કરે છે. એનાઓનું 'દુઃખ' એ હોય છે કે, પ્રકાશક વારંવાર ને વગરકારણે અમારું અપમાન કરવામાં પોતાની મોટાઈ સમજે છે અને એવી સ્વમાનહાનિથી અમારું જે નૈતિક પતન થાય છે તે જાણે નરકની લગોલગ અમને લઈ જાય છે.

કેટલી આછકલી ફરિયાદ! અને હસી જ કાઢવા જેવી! લેખકમૌખ્યને કદી સીમા હતી નહિ એનું કેવું સચોટ દૃષ્ટાંત! મદોન્મત્તોનો કેટલો બળબળતો સત્તાલોભ!

એ મૌખ્ય અને એ લોભનો નશો કદી ઊતરે તો લેખક તુર્ત જ સમજે અને સ્વીકારે કે અપમાનકરણ એ તો પ્રકાશકવીરનું બ્રહ્માસ્ત્ર છે. તેના પ્રભાવવડે તમને એ તમારી જગ્યાએ

તા બાદ કરો અને તેમાંના 'ઊર્મિમાન્દ્ય'-(જેને માટે સુગમ શબ્દ 'સેન્ટિમેન્ટેલિટી' છે, તે)થી આગળી જવાની તમે ના પાડો, ત્યારે તો સાવ સહેલો છે.

પહેલો રદીઓ તો એવો આપી શકાય કે લેખકે પોતાની સકળ શક્તિઓ પરથી (ઉપર કહ્યું તેમ) એક વાર હાથ ઉઠાવ્યો, એટલે તેને ગરીબી કે આઘાતની ફરિયાદનો હક રહેતો નથી: તેણે ઉઘાડી આંખે સમૃદ્ધિ આપીને ગરીબી લીધી છે, મનોવૈભવ આપીને મન માટે આઘાત ખરીદ્યા છે. પણ આ જવાબ આપવા જેટલો ક્રૂર હું નહિ થાઉં. હું તો એટલું જ કહીશ કે ભક્તાની કપરી કસોટીઓ કરવી એ બધા ભગવાનોની જૂની ખાસિયત છે. તેથી પ્રકાશકભગવાન પણ જ્યારે જ્યારે તમને પૈસા માટે ટળવળાવે, ત્યારે ખાતરીથી માનજો કે તમે સો ટચનું સોનું છો એવી તેને સંપૂર્ણ શ્રદ્ધા હોવાને કારણે જ તમને તે દારિદ્ર્યાગ્નિમાં અને આઘાતાગ્નિમાં તપાવીને તમારા ઉત્તમાંશોને બહાર આણવા મથે છે. આ દૃષ્ટિ કેળવનારો લેખક કોઈક દહાડો પણ સુખી થયા વિના રહ્યો નથી. એ દહાડો તે કયામતનો દહાડો નીવડે એ તદ્દન બનવાજોગ છે. પણ એ તો જેવાં તમારાં

કિસ્મત. એ બાબતમાં અલ્લા પ્રકાશક પૂરેપૂરા લાચાર છે, લાઇલાજ છે.

થોડા પૈસા ને મોડા પૈસાથી ગનીમત કરનાર લેખકો વળી એક ત્રીજું જ તૂત આ પાકપરવરદિગાર સામે ઊભું કરે છે. એત્રાઓનું 'દુઃખ' એ હોય છે કે, પ્રકાશક વારંવાર ને વગરકારણે અમારું અપમાન કરવામાં પોતાની મોટાઈ સમજે છે અને એવી સ્વમાનહાનિથી અમારું જે નૈતિક પતન થાય છે તે જાણે નરકની લગોલગ અમને લઈ જાય છે.

કેટલી આજકલી ફરિયાદ! અને હસી જ કાઢવા જેવી! લેખકમૌખ્ર્યને કદી સીમા હતી નહિ એનું કેવું સચોટ દૃષ્ટાંત! મદોન્મત્તોનો કેટલો બળબળતો સત્તાલોભ!

એ મૌખ્ર્ય અને એ લોભનો નશો કદી ઊતરે તો લેખક તુર્ત જ સમજે અને સ્વીકારે કે અપમાનકરણ એ તો પ્રકાશકવીરનું બ્રહ્માસ્ત્ર છે. તેના પ્રભાવવડે તમને એ તમારી જગ્યાએ સાબૂત જડાયલા રાખી શકે છે. દેખીતું છે કે જેટલી વાર તે અપમાન કરીને તમને નાનમ અનુભવાવે અને પોતે મોટપ માણે, તેટલી બધી યે વાર તે તમારી પર પોતાની સર્વશક્તિમત્તાનો પંજો વધારે જેરથી દબાવતો થાય છે.

આ પ્રયોગ તે ન કરે કે ઓછો કરે, તમારું બધું ય હીર સતત અપમાનો વડે નીચોવી નાંખે નહિ, તો તમે ધીમે ધીમે પણ અચૂકપણે સાહિત્ય-વિશ્વમાં તમારા થોડા પૈસા અને ઘણી પ્રતિષ્ઠા વડે પ્રતિદિન વધારે સત્તાશાળી બનશો, અને અંતે ખૂબ પૈસા એકઠા થતાં પ્રકાશકને પદચ્યુત કરી એ વિશ્વનું તેનું વિશ્વેશ્વરપદ ખૂંચવી લેશો તેની તેને પૂરેપુરી ખાતરી હોય છે. અને કયા ઇશ્વરને એવી ચ્યુતિ ગમી છે કે આ ઇશ્વરને ગમે ? એ બાબતમાં તો, જીહોવાહને વડા ફિરસ્તા લ્યુસિફરે જે યાદગાર અનુભવ કરાવ્યો, તે પછી એકેએક લૌકિક ને અલૌકિક ઇશ્વર એટલો બધો ચેતલો રહે છે કે આપણા પ્રકાશકેશ્વરને દોષ દેવા બેસવું એ તેના જૂનેરા જાતિસ્વભાવનું ઊંડું અજ્ઞાન દાખવવા બરાબર છે.

અને જેને દોષો જ દેખવા છે તેને તો શું કહીએ ? એવાને સુધારવાનો પ્રયત્ન મિથ્યા છે. પણ જે કોઇ તટસ્થપણે આ વસ્તુનું રહસ્ય ઓળખવા તત્પર હોય, જેને સત્ય પ્રિય હોય અને ન્યાય પ્રિય હોય, જે કોઇ મનુષ્ય કરુણાસાગર પ્રકાશકદેવે લેખકપ્રજા પર કરેલા અગણિત ઉપકારોની સહેજે કદર બૂઝવા ઉત્સુક હોય, તે સર્વને તો મારે પુકાર કરીને સમજાવવું

શકે છે, કે નિત્યનવી પરણાઇ શકે છે કે તેમને બેવફા નીવડી શકાય છે, તેમાં કારકુન જેવા સઘળા ય વેપારધંધાના પાયારૂપ અડગ સેવકનું પત્નીને આપનાર કોઇ પણ માણુસ મળી આવે, ગૌરવ એ કૈં આપણી જેવીતેવી ખુશનસીબી ન કહેવાય. વળી, એ મિત્રે કારકુનોના એવા કીર્તિ-શિખરે પત્નીઓઓને પણ ચઢાવીને પુરુષ–સ્ત્રીની આજે તો વિશ્વપ્રિય એવી સમાનતાનો સિદ્ધાંત પણ કેટલો અનાયાસે છતાં સચોટપણે સ્થાપી દીધો હતો ?

આમ મિત્ર માટે જેટલો હર્ષ થયો તેટલો ખેદ અને પોતાને માટે થયો. પારકાનું સુખ જોઇને આપણે રાચવું જ જોઈએ એમ ઘણા ગુરુઓએ શીખાવ્યું હોવા છતાં, એ એકનિષ્ઠ સાધુપુરુષનું સુખ જોઈને મારામાં કેટલીક વાર સુધી તો ખિન્નતા જ વ્યાપી; તેની થોડીઘણી અદેખાઇ પણ આવી, કેમ કે હું એમના જેટલો સદ્ભાગી નહોતોઃ ગયાં સાત વર્ષની મારા ધંધાની કાર-કિર્દીમાં મેં બરાબર સાત કારકુન–સાત જ, એક ઓછો નહિ ને એક વધુ નહિ–રાખ્યા અને કાઢી મૂક્યા હતા. અલબત્ત, એટલું ખરું કે મારા એક બીજા મિત્ર ( અને છએક માસ લગીના માજી સહકાર્યકર ) આજે પાંચ વર્ષથી વર્ષદીઠ એકેક સ્ત્રીને પરણે છે ને સ્મશાને પહોંચાડે છે, એમના

"દરેક બાબતમાં માણસે એકનિષ્ઠ થવું જોઈએ: એકેએક બાબતમાં—પત્નીથી માંડીને કારકુન સુધી. તે વિના આપણા ચારિત્રની ખીલવણી નથી અને દેશનો ઉદ્ધાર નથી. ... ... જુઓ, હું વીસ વરસથી આ ધંધામાં છું પણ મેં મુરતને દહાડે જે કારકુન રાખ્યો તેને બદલવાનો વિચાર સરખો મને કદી નથી આવ્યો—જેમ વીસ વરસથી પત્ની બદલવા કે બીજી પરણવાનો વખત પણ નથી આવ્યો તેમ."

આ નિખાલસ વચનો મારા એક મિત્ર મઇ કાલે વાતેવાતમાં બોલી ગયા. ત્યાર પછી ઘણા વિચારો મને એ સાંભળીને આવી ગયા. એમની એકનિષ્ઠા તો પહેલેથી જ અમારા મંડળમાં જાણીતી હતી; પણ એમણે, પોતે બહુ શરમાળ હોવા છતાં, આમ જાતે એ કહી બતાવી ત્યારે એ સદ્‌ગુણ એમનામાં કેટલો બધો ઊંડો ઊતર્યો હતો તેની મને બરાબર ખાતરી થઇ. એમની દેશપ્રીતિ માટે પણ માન થયું. જે દેશમાં કારકુનને બદલવા કરતાં પણ વધુ સહેલાઈથી પત્નીઓ બદલાઇ શકે છે, દે છંડાઇ

ઉછાળા મારતી છતાં કાચી, ખોટી ખુમારી તેનામાં નથી. એવા માણસને માટે, મિજાજ કરવો તે, એનાથી અજાણ્યે મણાઇ જતી એક મોજ છે; અને તેની જે અસલ, નિર્મળ ને નિર્દોષ મોજો, તેના ખુશમિજાજનું જે સૌથી સોનેરી સ્વરૂપ, એ તેના બદમિજાજનું માત્ર ઊલટું પાસું છે, બીજું કંઈ નહિ.

આવા મોટા મિજાજીઓને એકનિષ્ઠ બનવું કદી પાલવતું નથી. એકનિષ્ઠતાને પચાવી શકે એવો તેમનો માનસિક કોઠો કુદરતે જ બનાવ્યો હોતો નથી. આથી, તેઓ એ ગુણનો પ્રયોગ કરવા જાય તો પણ પાછા પડે છે. આમ થાય તેમાં, બેશક, એ બેમૂલ ગુણનો વાંક નથી; કેમકે એ જાતે તો વિશ્વની ઉત્તમોત્તમોત્તમ વસ્તુઓ-માંની જ એક છે. પણ એવી તો કેટલી યે વસ્તુઓ આપણે જાણીએ છીએ: જેમ કે સાકર, જે અમુક પ્રાણીઓને ખૂબ સદે અને બીજાંને બિલકુલ ન સદે. એ ઔદ્ભિદ અમૃત સકરખોરનું જીવન છે, પણ ખરના પ્રાણનું હરણ કરવાવાળું છે. એ જ રીતે, એકનિષ્ઠા એવું વિલક્ષણ અમૃત છે, જે હું સરખા બહુનિષ્ઠ માટે ઝેર બને. ઊલટું, બહુનિષ્ઠતા એ જ આજ લગીમાં ઘણી વાર મારું

જેટલો ચોંકાવનારો દાખલો મારી કારકુનફેરીથી પૂરો પડતો નથી. પણ તેથી શું ? એક રીતે તો, એ પત્નીપંચકના પતિ કરતાં પણ હું વધારે ગુનેગાર નથી ? માણસ મરે એમાં તો કોઇનો ઉપાય નથી. મરણ એ શરીરની પ્રકૃતિ છે. એ રીતે એ પાંચેપાંચ મરી ગઇઓ. પણ બાર-બાર માસ લગી મારે માટે એકજીવે વૈતરાં કરનાર માણસને, બાર માસ થાય કે હું લીલું નાળીએર ને સુકો ગોળ હાથમાં પકડાવી દઉં, એમાં તો મારી ઘાતકી અને મિજાજી પ્રકૃતિનો જ વાંક કે બીજું કૈં ?

'મિજાજી પ્રકૃતિ'; પણ સાથેસાથે મોજીલી યે ખરી. એ બે વસ્તુઓ એક ચણાની બે ફાડ જેવી છે; જો કે એવું ફાડપણું એકદમ માની લેવાય તેવું નથી. પણ અનુભવીઓ જાણે છે કે મિજાજ ને મોજ વચ્ચે પિતરાઇનું સગપણ છે. એ બંને ખુશાથી નિસર્ગ-એકારપદ બની શકે તેવાં છે. મિજાજ કરનાર એ કરે છે તેટલી વાર જીવતોજાગતો ભડકો બને છે એ ખરું; પણ એક વાર ભડકો ઓલવાયો, એટલે તેના જેવો મીઠો અને મોજીલો બીજો કોઇ નથી. અને આ હેરફેર તેને માટે ઘણી સહજ છે, કેમ કે તેના પેટમાં પાપ હોતું નથી. મનનો મેલ શું એ તે જાણતો નથી ફૂલીને ફાળકા બનેલા મગજની

એ દરેક, નર્મદનું જોસીલું પદ ઉછીનું લઈને મારી સામે ડોળા કાઢી, મૂઠી ઉગામી, રોફબંધ ગર્જી શકે તેમ છેઃ "જીવતો છું હું દમથી." આમાં, 'દમથી'ના બે અર્થ થશે એ ભુલાવું ન જોઈએ : 'સાજીતાજી છાતીએ દમ બરાબર લઈ શકે એટલો બધો જીવતો; 'પોતાના સાજી શેઠ પર મનધાર્યો દમ દૂર રહ્યે છાંટી શકે એટલો પણ જીવતો.')–કારકુનોનાં રસિક જીવનકવન (હા, કવન; એમનાં ઘણાં ય કાર્યોમાં કાલિદાસકાવ્યોનું સૌન્દર્ય અને ભવભૂતિકાવ્યોની કરુણતા હતી) વિશે બે બોલ લખી, એમને અક્ષરબળે કરીને અમરતાની સીધી સડકે ચઢાવવા પ્રેરે છે.

અમીધર મારી પાસે રહ્યો, ત્યારે હું શેઠ નહોતો, પેટાશેઠ હતો. આમ છતાં, તેની મારે માટેની લાગણી અને માન મને કદી ઊણાં જણાયાં નથી. પરંતુ વખતે એમ પણ હોય, કે મુખ્ય શેઠ જોડે એને કામ જ ઓછું પડતું, તેથી પણ પોતાની હોશિયારી, કાળજી અને મીઠા સ્વભાવનો વધુમાં વધુ લાભ મને આપવાની સવળતા તેને થતી હોય. ગમે તેમ, પણ અમે બે જણુ ભાઈઓની જેમ, એક ઘરના જ બે માણસોની જેમ, અખંડ સરલતાથી કામ કરી શકતા એવી મધુરી યાદ તો મને છે અને હમેશ

ખરું જીવન ને ખરું અમૃત ઠર્યું છે. સમજણી જિંદગીની પા સદી વિચારી જતાં ચોક્કસ એમ લાગે છે કે મારી બહુભક્તિએ મને જેટલો ધખ્યો ને ઝળકાવ્યો છે, તેટલો એકભક્તિએ નહિ. પહેલેથી જ, મારું વાચન બહુ; પછીથી, મારું લેખન પણ બહુ; વળી, કૉલેજકાળથી જ મારી મહેચ્છાઓ બહુ; તેવી રીતે, ભાવનાઓનો નશો પણ બહુ; એ સ્વભાવને લીધે, અતડાપણું બહુ; જે મીંઢાપણું મારામાં છે, ( અને આનો ખાતરી મારા બહુ દુશ્મનો તમને બરાબર આપી શકશે ), તે પણ બહુ; મારાં નિષ્ફળ સાહસો યે, બરાબર ગણવા બેસો તો, બહુ; અને એ હકીકત છતાં, હજી નિતનવાં સાહસો ઉઠાવવાના તરંગતુક્કાઓ તો બહુ જ બહુ.

માનું છું કે આત્મકથાનું એ અધુ પૃષ્ઠ વાંચ્યા પછી, બહુ કારકુનો મને સેવીને પછી અસેવતા કેમ થઇ ગયા એ તમે સમજી શકશો. મને પોતાને તો, એ પૃષ્ઠ ફરીફરીને વાંચું છું તેમ, વધારે શાંતિ મળે જ છે અને પેલા એકનિષ્ઠ મિત્રની ભારોભાર સદ્‌ગુણશાલિતા જોઇને જે ખિન્નતા ને અદેખાઇ ઊપજેલી, તે હવે ઓગળવા માંડી છે. એ નવી મનોદશા મને એ સદ્‌ગત કારકુનોનાં ( એટલે મારા કારકુનો તરીકે સદ્‌ગત; બાકી મનુષ્યો તરીકે તો,

એ દરેક, નર્મદનું જોસીલું પદ ઉછીનું લઈને મારી સામે ડોળા કાઢી, મૂઠી ઊગામી, રોફબંધ ગર્જી શકે તેમ છેઃ "જીવતો છું હું દમથી." આમાં, 'દમથી'ના બે અર્થ થશે એ ભુલાવું ન જોઈએ : 'સાજીતાજી છાતીએ દમ બરાબર લઈ શકે એટલો બધો જીવતો; 'પોતાના સાજી શેઠ પર મનધાર્યો દમ દૂર રહે છાંટી શકે એટલો પણ જીવતો.')—કારકુનોનાં રસિક જીવનકવન (હા, કવન; એમનાં ઘણાં ય કાર્યોમાં કાલિદાસકાવ્યોનું સૌન્દર્ય અને ભવભૂતિકાવ્યોની કરુણતા હતી) વિશે બે બોલ લખી, એમને અક્ષરબળે કરીને અમરતાની સીધી સડકે ચઢાવવા પ્રેરે છે.

અમીધર મારી પાસે રહ્યો, ત્યારે હું શેઠ નહોતો, પેટાશેઠ હતો. આમ છતાં, તેની મારે માટેની લાગણી અને માન મને કદી ઊણાં જણાયાં નથી. પરંતુ વખતે એમ પણ હોય, કે મુખ્ય શેઠ જોડે એને કામ જ ઓછું પડતું, તેથી પણ પોતાની હોશિયારી, કાળજી અને મીઠા સ્વભાવનો વધુમાં વધુ લાભ મને આપવાની સવળતા તેને થતી હોય. ગમે તેમ, પણ અમે બે જણ ભાઈઓની જેમ, એક ઘરના જ બે માણસોની જેમ, અખંડ સરલતાથી કામ કરી શકતા એવી મધુરી યાદ તો મને છે અને હમેશ

રહેશે. અમે જે લાગટ પચ્ચીસ મહિના સાથે હતા, તેમાં એક દહાડો, એક પળ પણ અમારાં મન ઊંચાં થયાં હોય એવું નહોતું બન્યું. આ વાત ખાસ નોંધવા જેવી તો એટલા માટે બને છે કે, અમારા શેઠની આખી પ્રવૃત્તિનો પાયો મૂળેથી જ અમારે ચણવાનો હોવાથી, એ સ્થિતિમાં ઘણી તરેહની ગડબડ થવાનો સંભવ પાકો હતો. પણ એકેએક મુશ્કેલ સંજોગો વચ્ચે અમીધરનો વિશાળ તેટલો જ ઝીણવટભર્યો અનુભવ, તેનો ચીવટ ને અડગ ધીરજ, તેની સાફ ચતુરાઇ: આ ગુણોને પ્રતાપે અમારું કાર્ય હમેશાં સીધું ઊતરતું અને નિયમિત થઇ રહેતું. વળી, કાર્ય એવું હતું-છાપાંચોપાનીઆંની દુનિયાનું-કે મૂંગે મોંઢે નીરસ વૈતરાં કર્યે જ જવાની અમારી શક્તિની સખ્ત કસણી કરે, અને વખત-કવખતની સેવા તો અમારી પાસે વારંવાર માગે. આ બધી હાડમારીઓ અમીધર આસાનીથી ઉઠાવતો-આજે પણ ઉઠાવતો હશે, કેમ કે એ સંસ્થા હજી ચાલે છે અને તેનો જૂનામાં જૂનો નોકર અત્યારે અમીધર જ છે. વળી તેણે નમ્રતા, માનવૃત્તિ અને કાર્યભક્તિ ઉપરાંત, જેના વિના આ જગતમાં ચાલતું નથી તે કૃત્રિમ સખ્તાઇ વખત આવ્યે વાપરવાની કળા પણ ખપપૂરતી બરાબર ખીલવી છે. છૂટી મજૂરને ધમકાવવો હોય કે

ટપાલખાતાવાળાની ક્ષણભર ઊડી ગએલી સાનને ઠેકાણે લાવવી હોય, ત્યારે અમીધરની સૌમ્ય મૂર્તિને મેં ઘણી વે વાર જ્ઞાનપૂર્વક સૌમ્યતા ખોતી જોઇ છે. કારકુનલાયક સર્વે સાચા ગુણો આમ તેનો આશ્રય કરતા હોવાથી, વહેવારની દુનિયામાં જે સ્થાન કાંચનનું છે, તે કારકુન-દુનિયામાં હું આનંદપૂર્વક અમીધરને આપું છું.

પછી આવ્યા તે ગદુભાઇ. ગદુભાઈ ગ્રેજ્યુએટ હતા. એમણે જ્યારે જાણ્યું કે હું પણ ગ્રેજ્યુએટ છું, ત્યારે તેઓ પોતાના મનથી મારી ખુરસીએ જ બેસી ચૂક્યા, ને અમારા મોટા શેઠ કરતાં પણ વધુ મોટાઇ પોતામાં હોય તેવો તોર રાખવા લાગ્યા. કોઇ વાર તો એમની તોછ-ડાઇ તમાચો માગી લે એટલી ઊઘાડી અને નફ્ફટ બનતી. કામ તો બરાબર કરે, પણ ઑફિસમાં આવે તે પણ પોતાને જ પસંદ કરેલે વખતે. કોઇ વાર ઑફિસનું તાકીદનું મોટું કામ હોય, તો કહેશે "આજે તો મારે વહેલા જવું પડે તેમ છે. ગયા વિના ચાલશે જ નહિ. ન જાઉં તો મને બહુ નુકશાન થાય." એવું બધું બોલે. આવે વખતે મારી ધમકી સમજાવટ કે પટામણી, કશું કારગત ન લાગતું. તે દહાડે ગદુભાઇનો શબ્દ એ જ ઑફિસમાં પ્રમાણભૂત બનતો. આ સ્થિતિ

અંતે એમને કઢાવીને મેં સુધારી. આખરે એ ગયા ત્યારે મારી ચિંતાનો ભાર હળવો થયો. પણ એ હતા એટલો વખત તો મારે રોજનો ચણચણાટ. કોઇ વાર તો મારી ઊંઘનો પણ એ નાશ કરે. એ દિવસોમાં આ દુર્દશાનું કૈં યે આશ્વાસન હોય, તો તે અમીધર. કેમ કે પેલા ગુમાખીને અમે રોકેલો તે એની મદદમાં જ. એ બંને વચ્ચે પણ ચાલતું તો બારમા ચંદ્રમા જેવું. પણ અમીધર મને એની ઓછામાં ઓછી જાણ થવા દેતો. અને ગહુએ જે દહાડે મારું અપમાન કર્યું હોય, તે દહાડે પોતે આખી ઑફિસના તથા મારા કામની સગવડ એવી સંભાળી લે કે મારો ચણચણાટ અર્ધો પોણો ઊડી જાય. આમ એણે તો મારી પર ઉપકાર કર્યો, પણ ગહુને મેં રજા અપાવી, તેથી અમીધરના કામનો બોજો પાછો વધી પડ્યો. એ પણ નસીબની લીલા જ ને ?

પછી મેં એ જ ધંધામાં સ્વતંત્ર સાહસ ઉઠાવ્યું. આ વખતે મારો પહેલો કારકુન તે સૂરજરામ. ભાઇશ્રી સૂરજરામે મારા ચોપાનીઆનું કામ શું કર્યું અને કેટલું, તેની તો મને આજની ઘડી સુધી ખબર નથી. ખબર છે તે એટલી જ કે એમના ચિરસ્મરણીય પૂર્વજ ગહુભાઇએ જેમ

મારો ભાર એક રીતે ઓછો કર્યો હતો, તેમ આમણે બીજી રીતે ઓછો કર્યો. પેલાએ મારાથી દૂર ખસી મારી ચિંતા ટાળી હતી; આણે મારી ઓફિસમાં વસી મારા પૈસા ઉચાપત કર્યા. આ જાણીને કોઇ મને દોષ ન દે,–" તેં તેની પર નજર કેમ રાખી નહિ ?" એમ ન પૂછે; કારણ, મારી નજર રહે તેવું જ નહોતું. ચોપાનીઉં નીકળ્યું, એટલે તરત મારે બહારગામ જવાનું થયું હતું. આ કારણથી, ઓફિસ મારા મિત્ર કિ–ના ઘરમાં, એની જ માગણીથી, મેં રાખેલ. સૂરજરામ કિ–નો પણ કારકુન હતો, અને કિ–માં મને પૂરો વિશ્વાસ, એટલે મને એ ગોઠવણ ખોટી ન લાગી. પણ કિ–છે પહેલા નંબરનો સૂરતી સહેલાણી. એના શા જોગ લાગ્યા હોય કે વળી મારા ચોપાનીઆના કામકાજ પર દેખરેખ રાખે ? પરિણામે, સૂરજદેવે આશરે રૂ. ૧૦૦) જેટલાં લવાજમનું નૈવેદ્ય પોતે પોતાને ધરી લઇને અક્ષય્ય તૃપ્તિ અનુભવી હતી. પણ એટલું ઉમેરવું જોઇએ કે એમાંની અર્ધા જેટલી રકમ, કિ–એ પાછળથી એ પ્રખરતાપી સૂરજના પગારમાંથી કાપી લઇને, મારા ઘણા ઘણા કાલાવાલા પછી, મને ભરી આપી હતી.

મારી કારકુનમાળાનો ચોથો મણકો તે કરસનદાસ. કરસનદાસમાં લાયક કારકુનના બધા

ગુણો હતા. તેઓ પ્રમાણિક હતા; મહેનતુ હતા; ચોક-સાઈવાળા હતા; રજીસ્ટરને હમેશ સફાઈદાર રાખતા; અને એમના અક્ષર તો જાણે પેલા કહેતીરૂપ મોતીના જ દાણા જોઈ લ્યો. આ છેલ્લો ગુણ એમને બરાબર ઓળખનારને નવાઈ પમાડે તેવો નહોતો: કરસનદાસ ચિત્રકામ પણ સારું જાણતા એટલે મરોડદાર અક્ષર એ એમના કલાપ્રિય સ્વભાવનું પરિણામ હોય એ કુદરતી છે. એમનામાં સુધારવા-પણું મને લાગ્યું હોય તો એટલું જ કે એમની ખરેખરી નમ્રતા છતાં, પોતાના ડહાપણનો વણ-માગ્યો લાભ આપવા તે કોઈ વાર બહુ ઉત્સુક જણાતા. હું સરખા ડહાપણદરિયાથી એ સહેજે ખમાય તેમ નહોતું. છતાં, એ તો હું નભાવતો. એમની અક્કડાઈ પણ નભાવતો. પણ એક વાર તો એમની આત્મપૂજાએ હદ વાળી. ચોપાનીઆની કેટલીય થપ્પીઓ એક વાર એક ઑફિસમાંથી બીજીમાં ફેરવવાની હતી. કરસનદાસે તેને જૂની ઑફિસ-માંથી કાઢીને ગાડીમાં ભરી તો ખરી: નવીમાં હું હતો ત્યાં આણી પણ ખરી; અને પછી–પછી ઓટલા પર એનો ઢગલો કરીને રસ્તે પડવાની તૈયારી કરી; અંતે પડ્યાએ ખરા. ત્યાર પહેલાં, એ થપ્પીઓ ઉપર ચઢાવી અભરાઈમાં ગોઠવવાનું મેં તેમને કહ્યું તો કહે "મારાથી આજે રોકાવાય એમ નથી."

જવાબમાં: "મારાથી હવે કદી તમારો પગાર ચુકાવાય એમ નથી" એવું કહેવાનું મન મને થયું. પણ કોને કહું? એ કલા-મૂર્તિ તો ક્યારના પોતાની કલામય, સુધીર, ગૌરવશાળી ગતિએ કરીને મારી આગળથી અદૃશ્ય થઈ ચૂક્યા હતા.

કુદરતને પણ પોતાનું સમતોલપણું જાળ-વતાં તો અજબ રીતે આવડે છે, એમાં શંકા નહિ. તેણે અતડો કારકુન મારી પાસેથી લઈ લીધો, તો વાતોડીઓ એને બદલે મોકલ્યો. છોટાને તમે મારી ઑફિસમાં જોયો હોય, તો એમ જ કહો કે એ મારું કામ કરવા નહિ પણ આલમકથા અને આત્મકથાનાં પારાયણાર્થે જ મારી પાસે રહ્યો છે. અને આટલું અધૂરું હોય તેમ, એક દહાડો તો તે મારા કરતાં પણ વધુ વિદ્વાન દેખાયો. થયું એવું કે મારા એક લેખની તે નકલ કરતો હતો, તેમાં 'જીવ' ને 'આત્મા' વચ્ચે ભેદ છે એમ મેં કહ્યું હતું; કે પછી, એવો ભેદ નથી એમ મેં કહ્યું હોય. જે હોય તે. પણ મેં જે કૈં મત દર્શાવવાની હામ ભીડી હતી, તે ગીતા-માંના એ જ વિષય પરના મતવિધાનથી તદ્દન ઊલટો છે અને તેથી ખોટો છે, એમ નકલ કરતે કરતે મારે મોઢામોઢ જ છોટો બોલી ગયો. ...

એને હવે શું કરવું? એ વખતે તો મેં હસીને વાત ફેરવી નાંખી. પણ ત્યાર પછી અઠવાડીઆમાં જ, "પૈસાની ખૂબ તંગી છે તેથી તમારો પગાર હવે મને પોસાય તેમ નથી, બધું કામ હું હાથે જ કરીશ." આમ કહીને એ પંડિતવરને મેં કોઇ બીજા, એમના શિષ્ય થવાને પાત્ર શેઠ પાસે એમની પંડિતાઇ પ્રદર્શિત કરવા માટે છોડી મૂકયા.

છોટા ગયા પછી ત્રણચાર દિવસે નવા —યાને છ નંબરના—કારકુન શંકરને મેં નોકરીમાં લીધો: એને વિશે મને જે યાદ છે તે એટલું જ કે બિન્દુમતીએ એને પહેલી વાર જોઇને જ મને કહેલું: "આ તમારો નવો કલારક? ઇ તે શું કામ કરવાનો હતો? મોં પરથી માંખ તો ઊડતી નથી." અને એમ જ થયું. મને એમનું કામ ન ફાવ્યું, એટલે બેઠેલી માંખ સાથે, શંકરલાલજી જેવા આવેલ તેવા જ પાછા ગયા.

અત્યાર સુધીમાં હરવખતે જુદી તરેહનો કારકુન મારે બારણે મોકલીને પરમકૃપાળુ પ્રભુએ મારો વૈવિધ્યપ્રેમ પોષવાની જે કાળજી બતાવી હતી, તે છેલ્લા કારકુનની બાબતમાં પણ તેમણે કાયમ રાખી. એમ કહું તો પણ ચાલે કે વાડીલાલના જોડાવાથી જે વૈવિધ્યનો ઉપભોગ હું કરવા લાગ્યો તે સર્વથા અપૂર્વ—અને

કેટલાક વખત લગી તો આહ્‌લાદક પણ–હતું. અને કેમ ન હોય ? મારા કરતાં પણ મારા કારકુનને મારો ધંધો ખીલવવાની વધારે દરકાર હોય, એથી રૂડું આ દુનિયામાં બીજું શું હોઇ શકે ? વાડીલાલે જોડાતાં વાર જે ઉત્સાહ દાખવવા માંડ્યો, ચોગરદમ ચોપાનીઆનું પ્રચારકામ ધમધમાટીબંધ ચલાવવા માંડ્યું, તે પરથી આખરે મારી માણસજાત તરફની ઊંડી કડવાશ ઓછી થવા લાગી. કેટલો નિઃસ્વાર્થ પુરુષ !–મેં એનું કામ જોઇને વિચાર્યું. આ કળજુગમાં આવો સેવાધર્મી ભાગ્યે જ થતો હશે. અને બધી જ મહેનત માત્ર માસિક રૂપિયા દસના બદલામાં એ ઉઠાવે છે ! ધારે તો ૨૫–૩૦ તો ઓછામાં ઓછા તે માગી શકે. પણ એવું કંઇ તો આ સેવાવીરને સૂઝતું જ નથી. એવી ક્ષુદ્રતા એનામાં સંભવે જ શી રીતે ? મેં એવા સ્થૂલ વિચારો એના સરખા પુણ્યસ્વી પરગજુ માટે કર્યા, એથી તો ઊલટી મારી ક્ષુદ્રતા સાબિત થાય છે. હરિ ! હરિ ! હું પણ કેવો માણસ ! માટીનો માણસ–સાવ જ માટીનો ?... ... ...થોડા મહિના વીત્યા એટલે કેટલાક ગુંચવાડામાં નાંખે તેવા પત્રો મારી પર આવવા લાગ્યા. પત્રો તદ્દન અજાણ્યા માણસોના હતા, પણ એમાંનું લખાણ તો જાણે મેં એમની પર વ્યવસ્થાપક તરીકે

લખ્યા હોય, અને લાંબા સંબંધના દાવાથી લખ્યા હોય, તેવા પત્રોના જવાબ જોવા લાગતા હતા. પત્રો થોડા દહાડા તો મેં નાંખી મૂકયા, કેમ કે ટપાલ બધી પહેલી મારા હાથમાં જ આવતી. એવામાં એક દહાડો રેપરને સરનામાં કરતાં કરતાં વાડીલાલ બોલી ઊઠયો: "સાહેબ, સાહેબ, આપના પર કેં કાગળો આવ્યા છે?" —"શેના?" હું અજાણ્યો થયો. જવાબમાં તેણે કહ્યું કે પ્રચારકામ માટે પોતે લખેલા દસકાબંધ પત્રોનો હજી કેમ જવાબ નથી એને પોતાની ઘણી ફિકર થાય છે, તેથી જ સવાલ કરવો પડ્યો. "તે..." મેં સંયમી સખ્તાઇથી પૂછ્યું "એ કાગળો તમે લખેલા?"—"હા જી" —"તમારી જ સહીથી?" "હા જી, એમાં—"—"વ્યવસ્થાપક તરીકે સહી મૂકી હશે, ખરું ને?"— "હા જી, અને તે આપણા કામને ખાતર—" —'હા, હા. એ તો બરાબર. પછી વાત કરશું. હમણાં એ રેપર પૂરાં કરો. કાલે અત્યારે તો અંક છપાઇને રવાનગી માટે આવી પણ જશે" આમ કહી મેં ઘડ વાળી દીધી. બીજે દહાડે અગિયાર વાગે આવીને વાડીલાલે પહેલું કામ એ કર્યું કે મારી સામે બે લાંબાં લખાણભરેલાં ફુલ્સકૅપ શીટ મૂકીને પોતાના મેજ પાસે તેઓ ગયા. એ વખતે હું રસભર સાહિત્યસંગ્રામ એક માસિકમાં વાંચતો

હતો, એટલે તુર્ત એ લખાણ વાંચ્યું તો નહિ, પણ મનમાં એમ થયું કે કાલે પોતે ખોટી સહી કરનાર સાબિત થયા હોવાથી, એ બાબતની ખબર હું અમારા વકીલને કે પોલિસને આપું, ત્યાર પહેલાં આ લાંબુંલચક માફીપત્ર રજૂ કરવું ગુનેગારે દુરસ્ત ધાર્યું હશે. સંગ્રામવાચન પૂરું કરી મેં પેલાં શીટ હાથમાં લીધાં, વાંચ્યાં. એકદમ તો કંઈ સમજાયું નહિ. પછી થોડું સમજાયું. સમજાતાં હૈયામાં પહેલો ઉછાળો જે આવ્યો તે તિરસ્કાર અને ક્રોધનો હતો. પણ એને હું વશ ન થયો. ઊલટો, મનમાં જરા હસ્યો, આસ્તેથી ખાનું ઉઘાડ્યું, તેમાંથી દસની નોટ કાઢી અને મારાં હલનચલનને બાડી આંખે જોયા કરતા વાડીલાલભાઇને એમને આસનેથી ઉઠાડી, નોટ એમના હાથમાં આપી, ને હમેશના મને છોડી જવાનું ફરમાવ્યું. તેઓ પોતાના બચાવમાં કૈંક બોલવા જતા હતા, પણ તદ્દન જ વગરનોતરે જેણે મારા ધંધામાં ભાગીદાર બનવાનો નિશ્ચય કર્યો હતો, અને એવી ભાગીદારી શરૂ થઇ ચૂકી છે એવી ખાતરી પોતે પોતાને આપીને જેણે કેટલાક એજન્સીવાળાઓ અને જાહેરખબરવાળાઓ સાથે મોઢેના કરારો તો કરી પણ નાખ્યા હતા અને ત્યાર પછી એને લગતી

સુવિસ્તૃત યોજના બે પાનાં ભરીને મારી પાસે નમ્રતાથી મૂકી હતી, તેનો હવે પળવાર પણ મારે ખપ ન હોવાથી મેં નાકે આંગળી મૂકી એને દાદરો જ દેખાડ્યો અને ત્યાંથી ઊતરી પડવાની ઇશારત સંપૂર્ણ શાંતિથી છતાં મક્કમ-પણે કરી.

સુવિસ્તૃત યોજના બે પાનાં ભરીને મારી પાસે નમ્રતાથી મૂકી હતી, તેનો હવે પળવાર પણ મારે ખપ ન હોવાથી મેં નાકે આંગળી મૂકી એને દાદરો જ દેખાડ્યો અને ત્યાંથી ઊતરી પડવાની ઇશારત સંપૂર્ણ શાંતિથી છતાં મક્કમ-પણે કરી.

કલામાં નીતિ હોવી જ જોઇએ ... કલામાં નીતિ જ હોવી જોઇએ ... જરૂર પડયે, કલામાં અનીતિ ખુશીથી આલેખી ... જરૂર પડવાનો સવાલ નથી, કેમ કે કલાને નીતિઅનીતિ સાથે સંબંધ જ નથી ... ના, સંબંધ તો છે પણ અનીતિનો ચીતરનાર વિકારી ન હોવો જોઇએ, તે પોતાના અનીતિચિત્રમાં રાચતો ન હોવો જોઇએ ... અરે પણ સંબંધ સંભવે જ કેમ તેનો તો વિચાર કરો. તમને હજાર વાર તો કહ્યું કે કલાસર્જન વેળા અમને નીતિ કે અનીતિના ખ્યાલ જ નથી સૂઝતા કેમ કે અમે તો અંતરના ઊંડાણમાં પળેપળ અનુભવી રહ્યા હોઇએ છીએ કે, કલા એ કલાને ખાતર જ કલા છે, સનાતન સત્ય છે, બીજાં બધાં ય સનાતન અસત્યો છે ... ... ...

હશે. પણ એવી બધી અટપટી ચકચારોમાં ગૂંચવાયલા આપણે એ વિષયનું એક સાદું સત્ય જોઇ શકયા નથી એ તો ચોક્કસ. એ સત્ય સાદું છે તેથી જ, ઘણી યે સાદી અને સાધારણ લાગતી વસ્તુઓની જેમ, આપણને તે સહેજે દેખાતું નથી.

આપણને આજ સુધીમાં ઝાંખો યે ખ્યાલ આવ્યો નથી, ક્ષણભર પણ આવ્યો નથી, કે નીતિ પોતે જ જગતના આદિકાળથી એક સર્વાંગસંપૂર્ણ કલા તરીકે આચરાતી આવી છે. અને કલા તો ખરી, પણ લલિતકલા. તેમાં ઉપયોગનું તત્ત્વ નથી એમ જ કહી શકાય. ઊંચું સુતારકામ કે મોચીકામ કે હાથવણાટ જેમ ઉપયોગ અને લાલિત્ય એ બેઉની સેવા કરવાનો દાવો કરે છે, તેવું અનેકસ્વામીવ્રત નીતિકલાનું નથી. એ તો લલિતભાવની જ એકનિષ્ઠ સેવિકા છે. તમે ઇતિહાસ બરાબર વિચારશો અને જનસ્વભાવ-ને શાંતિથી સમજવા તૈયાર હશો, તો નીતિ-ભાવનાની મુગ્ધકારી લીલામાં લલિતકલાઓનાં સર્વે મહત્ત્વનાં લક્ષણો લાધશે તમને; તો તમને અનાયાસે સમજાશે કે નીતિ પણ એક લલિત-કલા છે—કદાચ, એવી કલાઓની મહારાણી એ છે. અને એક વાર આ દર્શન થયા પછી, વખત વહેશે તેમતેમ, આ સાદું સત્ય સનાતન પણ છે, એવી પ્રતીતિ સુદ્ધાં તમને નિઃશંક થવાની છે.

ઊંચા કલાસર્જનની જેમ, ઊંચું નૈતિક વર્તન પણ ઘણી દુર્લભ વસ્તુ છે. સામાન્ય નીતિ-પ્રેમ તો, સામાન્ય રસિકતા અને કલાદૃષ્ટિની

પેઠે, આપણા સૌમાં જ છે. પણ એવા નીતિ-પ્રેમનું પૃથક્કરણ કર્યું હોય તો?–તો શુદ્ધનીતિ તેમાંથી થોડી જ નીકળે, (જેમ ચલણી કલા-દૃષ્ટિઆંથી શુદ્ધ રસકલાના પણ થોડા જ અંશો સાંપડે તેમ), અને બીજા મેલા પદાર્થોનો ભેગ વધુ પ્રમાણમાં માલૂમ પડે. ભેગના ટકા તમે અનેક જન્માંતરોની તપશ્ચર્યાને પ્રતાપે ઘટાડી શકો એ જુદી વાત. અથવા તો, એક જ જન્મમાં તમે એવા ઉગ્ર નીતિસાધક બની જાઓ કે, જન્મારંભે સાવ સંસારકીટ હો અને જન્માન્તે પૂરા સંસારવિરાગી થયા હો; પ્રાણ-વાન, નમૂનેદાર નીતિના આચાર્ય થયા હો. આ બધું બને, પણ એ તો વિરલ જીવોના સંબંધમાં. અવિરલોએ તો, કલા ને નીતિ બેઉ ક્ષેત્રોમાં, પેલા ભાગ્યદેવીના પહેલા ખોળાના પુત્રો સમા પાંચ સાત કે પંદર અમર કલાકારોને અને દેવાંશી સન્તોને પ્રતિદિન વખાણ્યા પૂજ્યા અને નમ્યા કરવાનું જ હોય છે. (અહીં, જેને શોધવો જ હોય તેને, એક સરસ છબરડો વળાયલો જડશે. એ પૂછશે: “મૂરખ! ‘પહેલા ખોળાના’ વળી પંદર પુત્રો કયા? હોય તો યે એક હોય-ને બહુ તો બે હોય.” હા, ખરી વાત. પણ મનુષ્ય સૃષ્ટિ માટે જ ખરી. પણ ભાગ્યદેવી તો દેવસૃષ્ટિનાં;

અને એમની વાત ક્યારે કઇ બાબતમાં ન્યારી નહોતી કે આમાં ન હોય ? )

નીતિ અને કલા જેવી અદ્ભુત શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવાનો ઇજારો આમ ફક્ત ગણતર માણસોને આપી દેવાથી કુદરતનો કયો ગૂઢ હેતુ સરતો હશે તેની તો એ ભેદભંડાર કુદરતને જ ખબર. તેણે પોતે જ્યાં માનવજાતિની વિરુદ્ધ જઇને, અનેક જાતનાં ભેદીપણાં પોતાના હૃદયમાં છુપાવી રાખવાનો ઇજારો રાખ્યો છે, આપણને અહર્નિશ અસહ્ય, ક્રોધકારી એવો ઇજારો રાખ્યો છે, ત્યાં પછી તેને હાથે નીતિ-કલાને અપાતા નાના ઇજારાઓની ફરિયાદ શી કરવી ? ખેદની વાત છે; અફસોસની વાત છે; ન કહેવાનું કહેવું પડે એવું છે : પણ વિચાર તો કરો કે, આ ઇજારાની બાબતમાં શું કુદરત હાલની ઘણી યે સ્વાર્થપરાયણ રાજ્યસત્તાઓ જેવી નથી ? એ સત્તાઓ પણ કેવા કેવા મન-ગમતા ઈજારા મનગમતા લાડકાઓને આપીને એમને ફૂટવી મૂકે છે ? કુદરતે નીતિકારો અને કલાકારો પરત્વે પણ એવું જ વાંધાભર્યું વર્તન નથી ચલાવ્યું શું ? અને એવું વર્તન કોની સામે ?—આખી યે માણસજાત સામે ! જે જાત કુદરતના એકેએક નિયમને નમાલાં મેંઢા જેમ

આજે કલ્પો ને કલ્પો થયા પાળતી આવી છે, જે જાતે સહેજ સરખા નિયમભંગ માટે પણ જે જે ઘોર સજાઓ કુદરત કરે છે, તે મૂંગે મોંઢે ખમી જ લીધી છે. તેની સામે ! આવી નમણી ને શાણી, સમજુ ને કહ્યાગરી જાતને કુદરત વિશ્વાસમાં લઇ શકી નથી.–પોતાનો એકાદ નાનોસૂનો ભેદ પણ પૂરેપૂરો એની પાસે ખોલી શકી નથી. કેવો ટૂંકો એનો જીવ ! કેટલો ક્રૂર અન્યાય ! કવિપ્રોક્ત 'લોહીદંતાળી, લોહીનખાળી કુદરત'ના સાચા સ્વરૂપનું કેવું આબાદ દૃષ્ટાંત !

પ્રેરણા વિના ઉત્તમ કલાકૃતિ નહિ, તેમ પ્રેરણા વિના ભવ્ય, નીતિકર્મ પણ નહિ. નીતિના સાધારણ નિયમો ને સાધારણ માણસ પાળે છે, એ તો ઘણીખરી વાર પોતાના સ્વાર્થ ખાતર કે લોકાપવાદની બીકે. પણ અસાધારણ વિભૂતિઓનું તેવું નથી. તેમને તો અંદરથી હરહમેશ એક ઝીણો છતાં સુસ્પષ્ટ નાદ નીતિભાવનાને અનુસરવા પ્રેર્યા જ કરતો હોય છે. એનું ગાન એમના આત્માને એટલો બધો આવરી લેતું હોય છે, કે એમનું હરેક કૃત્ય તેઓ પોતે નહિ, એટલું એ ગાનશક્તિ એમને માટે કરતી હોય છે. અને એ નિત્યના પ્રેરણાપ્રવાહને કોઇ મહાપ્રસંગ કસોટીએ ચઢાવે છે, નીતિ અને અનીતિ એમાંથી શાની પસંદગી

કરવી એવો પ્રશ્ન એ માણસ પાસે પળવાર કરાવે છે, ત્યારે, કોઇ વાર ક્ષણ બેક્ષણ તો કોઇ વાર દિવસ બે દિવસના સંશયકલ્લોલ પછી, એ જ પ્રવાહ બેવડા જોરથી તેને નીતિપંથે જ વાળે છે. પણ આવી સંશયની દશા તો વિભૂતિઓમાંયે દુય્યમ વિભૂતિને ભાગે વધારે હોય છે. પહેલી પંક્તિના મહાપુરુષના મતને તો એટલું એ ડોલવાપણું રહેતું નથી. તેને માટે તો સોક્રેટીસનું સૂત્ર હમેશ જ ખરું હોય છેઃ "વર્ચ્યુ ઇઝ એન ઇન્સ્પિરેશન." અંતરના અવિરત, અવિચ્છિન્ન પ્રેરણાપ્રવાહને બળે તેઓ પુણ્યકર્મો કરતા હોય છે. આવા પુણ્યપ્રભુ ( એક, બેચાર કે અસંખ્ય જન્મોની સાધના પછી ) બનવાની શક્તિ દરેક માણસમાં છે એમ આત્મ-વિકાસવિદ્યાના અધ્યાપકો કહે છે. એ ખરૂં હોય, તો નિર્મલતમ નીતિ એ થોડાકનો ઇજારો મટી, સહુ કોઇનો અમુલખ વારસો કોઇક દહાડો અને ખરી.

ઉત્કૃષ્ટ કલાકૃતિ કઇ ?–પોતાનું કલાપણું સંતાડે તે; પોતામાં સૌથી સમૃદ્ધ ને સૂક્ષ્મ કલાનું તત્ત્વ હોવા છતાં, એને આગળ પડીને વરતાઈ આવવા ન દે તે; એને એક સ્વાભાવિક વસ્તુ તરીકે પોતામાં સમાવે અને છતાં ધારી અસર અચૂક

ઉપજાવે તે. આ ગુણો ભવ્ય નીતિકર્મ અને નિરતિશય સાધુતાના પણ છે. નીતિસ્વામી પણ કલાસ્વામીની જેમ સ્વવિષયે એટલો તદાકાર હોય છે, એ એક જ ધન્ય ખુમારીમાં એટલો તો લીન રહે છે આઠે પહોર, કે એનું નીતિ-પાલન બીજાત્રીજા ઉપલકીઆ સાધુસંતોની જેમ, છેક આપણને સૂગ ચઢી આવે ત્યાં લગી પોતાની જાતજાહેરાત કરતું નથી. એવી જાહેરાત એ કરતું નથી તો પણ તે પોતાનો મધુર પ્રભાવ, મધુર તેટલો જ સબળ પ્રભાવ, આસપાસની દુનિયા પર પાડ્યા કરે છે. અને આ તબક્કે આપણને નીતિના કલા સાથેના સામ્યનું એક વધુ-હાલને કાજ છેલ્લું-દૃષ્ટાંત મળે છે. નીતિ આચરવામાં આટલો તલ્લીન બનેલો માણસ, “ નીતિને ખાતર જ નીતિ”ના સિદ્ધાંતનો અનન્ય ભક્ત હોય છે. એમ નહિ કે એ નીતિનો શુષ્ક ઉપાસક થાય છે, કે જીવન સાથે સજીવ સંબંધ નીતિને નથી એવું સ્થાપવા માગે છે. ના. ખરી વાત એ છે કે નીતિશુષ્કતા નહિ, નીતિરસિકતા જ તેનો પ્રાણ હોય છે, તેનો સૌથી ઉજ્જ્વળ, સૌથી પાકો જીવનરંગ હોય છે. પણ પોતાની આવી ઊંડી, વ્યાપક નીતિમયતાને ભાનસાન-પૂર્વક, જડતાથી, મનમાં વાગોળ્યા કરવાની કે તેની વાતો કર્યા કરવાની ટેવ તેને હોતી નથી.

તે, નૈતિક આચરણના અંચળાના અણખમાતા બોજા હેઠળ દિનરાત ચગદાતો, નીતિસિદ્ધાંતોનો રખેવાળ એકમાત્ર પોતે જ વિશ્વમાં જીવતો રહ્યો હોય, તેવું પોતાનું જીવન ગાળતો નથી; ને બીજા પાસે ગળાવવાની પંચાતમાં પડતો નથી. તેને તો, પોતાનું સ્વભાવસિદ્ધ પરમાનંદભર નીતિ-જીવન જીવવામાં તે મજા પડે છે, જે મજા "કલા ખાતર કલા"નો શાણો રસાચાર્ય અથવા "જ્ઞાન ખાતર જ્ઞાન"નો સંપૂજ્ય આચાર્ય ભોગવતો હોય છે.

બીજી ઋતુઓમાં તેમ વર્ષાના કોરા દિવસોમાં પણ, રાત માણવી હોય ત્યારે ચંદ્ર કરતાં તારાની સોબત જ હું વધારે શોધું છું. બીજા રસિકોનો મત ગમે તે હોય, પણ મને તો ચન્દ્રના દર્શનમાં એક મોટો ગેરફાયદો હમેશાં જણાયો છે. ચન્દ્રને તમે પાંચસાતેક મિનિટ એકીટશે નીરખી લીધો, એટલે તેની એકવિધતા તરત જ સાલવા લાગે છે. અને જેટલો એકવિધ તેટલો જ તે ઉડાઉ છે. તે જયાં જુએ ત્યાં પ્રકાશનો ઢગલો જ કરી જાણે છે. પ્રમાણબુદ્ધિનો તો છાંટો પણ તેનામાં ન મળે. તેમાં યે, પૂનમને દિવસે તો પ્રમાણનું ભાન છેક જ ભૂલે છે. શિખાઉ લેખક ઝળહળતી આડંબરી શબ્દાવલિ વાક્યે ને વાક્યે સરજીને જેમ શિષ્ટ વાંચનારને કંટાળો આપે છે, તેમ આ શિખાઉ તેજવાહક પૂનમને દહાડે જયાં ને ત્યાં પોતાનું તેજ અતિશય પાથરી દઈને તેજમાત્ર ભણી મારામાં તો અણગમો પેદા કરે છે. તે પોતાના મનથી એમ સમજતો હશે કે પોતે જેમ પ્રકાશ વધુ વેરે તેમ જગતને વધુવધુ આનંદ આપીને પોતાનું 'ચન્દ્ર' એટલે કે આનંદનો આપનાર, એવું નામ બરાબર સાર્થ કરે છે. પણ હકીકત

જગત આપણને ક્ષીવત્વનો ટેક મહત્વ લાગે છે, એ 'લ્યુના' અસ્ત બનીને આપણે 'લ્યુનેટિક'-પણાને દોરાવનાર પંથે અંધપણે આગળ વધવા માંડીએ છીએ, તેનું તારામંડળનું નથી. તેની આછી આછી તેજસ્વિતા, તેની અલૌકિક ભવ્યતા, જેમ સૂક્ષ્મ આનંદની તેમ સુધીર ચિન્તનની પણ પ્રેરનાર નીવડે છે. વ્યવહાર જીવનમાં જેની ડગલે-પગલે આપણને જરૂર પડે છે, એવી ફિલસૂફીની આમ તે પોષક છે. એવા જીવનમાં ચન્દ્રરંગી કવિતા—જગતને હરહંમેશ અતિમીઠું ને અતિઊજળું દેખાડવા મથતી કવિતા—કેટલી નકામી છે એ કોણ નથી જાણતું? અને તેથી જ ફિલસૂફશિરોમણિ કાન્ટે પણ, વિશ્વની બે સૌથી ભવ્ય વસ્તુઓમાં નીતિસિદ્ધાંતની સાથે તારકસંઘને જ ગણાવ્યો છે, ચન્દ્રદેવને નહિ. આમ શા માટે? એટલા માટે કે સાચી ફિલસૂફીની દૃષ્ટિએ, પેલી નબળી સબળી દેવશક્તિ કરતાં આ પ્રબળ સંઘશક્તિ

વધારે ઉપયોગી છે, અસરકારક છે, એવી તેને પૂરી પ્રતીતિ થઈ હતી.

ત્યારે, અગાસીને ઉછંગે ચત્તાપાટ પડીને જ્યારે જ્યારે આત્માને આકાશમાં છોડી મૂકવાની મરજી થાય, ત્યારે શુક્લપક્ષની મોડી રાત્રિ, કૃષ્ણની પહેલી, અને અમાસની આખી. આ ત્રણ મુહૂર્તો જ ખરાં મંગળ મુહૂર્તો છે એમ જાણવું. પણ હમણાંની જેમ ચોમાસું ચાલતું હોય ત્યારે તો આ જોષ પણ બહુ સાચા પડતા નથી. બીજું બધું તમને અનુકૂળ હોય, પણ વૃત્રક્ષ નામનો નવતર ગ્રહ તમને પ્રતિકૂળ હોય, તો તે અવારનવાર તમારી અગાસી પર એવો કોઇક અદ્ભુત ફુવારો છોડી મેલશે કે મુહૂર્તોનું બીજું બધું યે શુભત્વ પળવારમાં અશુભત્વના ભાવને પામે.

પણ કાલ રાત્રે એવું નહોતું. કાલે તો ત્રણચાર દિવસના સતત મેઘાડંબર પછી, થોડીક ખોટીખરી મેઘવૃષ્ટિ પછી પણ, રાત્રે જ આકાશ ખૂલ્યું. એ વખતે, નિ...ર્મળ શ્યામલ આકાશમાં તારાસુંદરીઓ એવી શોભતી હતી, જેવી માનવસુંદરી સ્નાનગૃહમાંથી છુટ્ટા વાળે બહાર નીસરે ત્યારે શોભે છે—પ્રફુલ્લ, અંગાંગે સ્વચ્છ, કાન્તિએ કોમલ, હૃદયહારી.

મેડીમાંથી નજરે પડ્યું. પણ એક વાર એ દીઠું, એટલે મન ઝાલ્યું રહે તેમ નહોતું. ... ... અર્ધું જાગતાં ને અર્ધું ઘેનમાં, મેડી છોડી અગાસીમાં, ને ત્યાંથી છેક ટોચની, છાપરાપડોશની નાની શી રાવટીમાં, દાદરોનાં પગથિયાં ચઢાય છે તેનું પણ પૂરું ભાન હોય કે ન હોય એવી મનોદશામાં,–તારાદર્શનનો ધૂની આમ થોડી વારે પોતાને મનગમતે સ્થાનકે પહોંચ્યો.

... અહીં નવી જ દુનિયા છે. માત્ર ઘરનું નહિ, આખા લત્તાનું આ જાણે શિખર છે. આસપાસનાં નાનાંમોટાં ઘરો તે ભલે એકેકને માથે ‘ભવન પર ભવન પર છત્ર દાખે’ જેવાં હોય, પણ આ તો જાણે સકળ છત્રોનું છત્રપતિ–જાણે ચોમેરનાં કંચનજંઘા ને કૈલાસગિરિ ને ધવલગિરિ વચ્ચેનું શિખરશિરોમણિ ગૌરીશંકર. નગાધિરાજ અને આ ગૃહાધિરાજ વચ્ચે કૈંએ ફેર હોય તો એટલો કે ત્યાંથી આકાશ થોડાક ગાઉ દૂર રહેતું હશે, તો અહીંથી એટલા યોજન રહે છે. પણ આ સ્થાનનો એક એવો લાભ છે, જેવો પેલાને ન હોઇ શકે. બિચારો હિમાલય આકાશની એટલી નજીક આવી ગયો છે કે ત્યાંથી તારાઓ બહુ જ મોટા મોટા દેખાતા હશે; એવા અપરિચિત આકારો અણકુદરતી, પણ કેટલા બધા લાગે ? બેડોળ પણ

તેથી ઘણા જ. અહીં તેવું કૈં નથી. અહીંથી થતું તારાદર્શન પ્રમાણસરતું અને સ્વાભાવિક છે. આ પળે, આ ઘરને મુકાબલે, આવે પ્રસંગે, તારાઓના સુદર્શનની બાબતમાં તો, હિમાલયની સર્વોચ્ચતા અને સુપ્રસિદ્ધિ પણ તેની વહારે આવી શકે તેમ નથી, ઊલટી તેની દુશ્મન બની છે, એ વિચારે મેં કેટલી ય વાર સુધી ઊંડો, આહ્લાદક સંતોષ અનુભવ્યો.

છેલ્લી સીઢી ચઢાઇ રહી, અને રાવટીની વચ્ચોવચ પૂર્વાભિમુખ ઊભો, ત્યાં દૃષ્ટિને કૈંક ખૂંચવા લાગ્યું. એ શું હતું તે પણ તર્ત પકડાયું. છેક નીચો હતો ત્યારથી જ તારાઓના કુદરતી પ્રકાશને વધુવધુ પીવા જે આંખો તણાઇ રહી હતી, તેને હવે આ સામેની અને ડાબા હાથની શેરીઓમાંથી અને વળી જમણી પાસની એક બારીમાંથી પણ, જે વીજળીબત્તીનો પ્રકાશ-તારાઓ કરતાં વધારે ભભકતો ને તેજીલો, પણ બિનકુદરતી પ્રકાશ—આવતો હતો તે ખૂંચતો હતો. આ જેવું સમજાયું, તેવો જ હું નીચે બેસી ગયો. ... હવે બત્તીઓ અદૃશ્ય થઇ ગઇ, કેમ કે રાવટીના લોઢ તેની આડે આવ્યા; હવે તેજોમાં એક જ તેજ મારી સમક્ષ હતું—તારાઓનું. ... ... પણ એની મજા આમ આવે? બેઠેબેઠ આવે? એટલે આપણે તો રાવટીની

જરા ભીની જમીન પર લંબાવ્યું. લંબાવ્યું, ને માથાને વિલાયતી નળિયાંની જાડી ધારો અડકી, ખટકી. આનો ઉપાય કે ?–ઉપાય એ જ કે ગળાને શરદીથી બચાવવા ત્યાં લપેટેલી પછેડીની ઘડતું ઓશીકું બનાવવું. એમ કર્યાને પરિણામે ગળાને, છાતીને, ન્યુમોનિયાધામ ફેફસાંને શરદીની ચીમકી લાગવાનો ભય છે એ ખરું, પણ એમ નાના ને નજીવા, એવા અનિશ્ચિત ભયોથી તે ડર્યાં કરવાનું હોય? ને એમ ડરવાની કળા જ ખીલવવાની હોંસ હોય, તો પછી ચોમાસાનાં અવનવાં તારકદર્શનની કળાના અભખરા છોડી દેવા.

... ... ત્રિલોકમાં એ પળે બે જ વસ્તુઓની હસ્તી હતીઃ એક, તારકતરસ્યો આત્મા; બીજી, તારકપુષ્પિત ગગનવાડી. બેઉ જાણે એકમેક માટે સરજાયલાં. એકેને ઈતર ઉપાધિઓનો એ કાળે સ્પર્શ નહોતો. વાડીના તેજભર ફૂલેફૂલે ભમીને–વિસ્તરીને, એ આત્માને છૂટ હતી અનંતકાળ લગી એ ફૂલેફૂલનો રસ ચૂસવાની; એને છૂટ હતી તારકમાત્રના હૈયે હૈયું મિલાવીને અનંતકાળમાં એ આલિંગનોને અજરામર કરીને સ્થાપવાની.

'એ પળે.' અને પળમાં ઉભયે અનંતતા

સમાવી લીધી, અનુભવી લીધી પૂરેપૂરી, પ્રત્યક્ષ કરી લીધી.

પણ એ એક પળ વહી ગઇ એટલે બીજી તેમની નહોતી. ઈર્ષ્યાળુ મરુતોથી એ એલડીઓનાં ધન્ય મિલન ઝાઝી વાર ખમાય તેમ નહોતું. એ દેવોએ, એટલી ઘડી તો, શંકર-ભગવાન પાસેથી કામદેવનું શત્રુપદ છીનવ્યું. સહસ્રકોટિ તારિકાઓ શું રંગે રમતા એ પ્રગલ્ભ, એ ઉન્મત્ત આત્માની પ્રેમલીલામાં ભંગ પાડવાનો વ્યૂહ મરુત્વીરોએ રચવા માંડ્યો.

પવન પહેલાં તો દક્ષિણેથી થોડો થોડો ઊપડ્યો. જરા વાર થઇ ન થઇ ત્યાં, એ દિશાની છેક દૂરની કિનારીએ સેજળ મેઘપટો છવાયાં. મારી ત્યાં નજર ગઇ, પણ મને એમ હતું કે એને ચઢીને માથે આવતાં તો હજી ઘણી વાર લાગશે. મને એમ હતું પણ મરુતોને નહોતું. એમને કંઈ મોડેથી, હું નીચે જઇને સૂતા પછી, ધીરે ધીરે વાદળાં આકાશે જમાવીને વરસાદ પાડવો નહોતો. એમને તો પોતાનો પ્રદીપ્ત ઈર્ષ્યાગ્નિ કોઈક ઉપાયે પણ શાંત કરવો હતો. પોતે અત્યારસુધી તારાઓનાં વૃન્દે વૃન્દે સરતા સરતા, એકેએક તારાને, એકેએક ઝીણી તારાને અને મોટીને, ચશ્ચશીને જે ચુંબનો લેતા હતા, તે નિરંકુશ ચુંબનવિહાર-માં અત્યારે ભાગ પડાવનાર કોઈક જાગ્યો છે, એ

તેમનાથી જોયું જતું નહોતું. એટલે એ વેરીલાઓએ તો દક્ષિણમાંથી તેમ પૂર્વમાંથી પણ પોતાનાં અદૃષ્ટ બાણ છોડીછોડીને, વાદળાં વડે તારાઓને ઢાંકવાનો પ્રયાસ આદર્યો.

એ પ્રયાસને પરિણામે હવે આકાશના ઘુમ્મટને મથાળે પણ, આછાં વગરપાણીનાં વાદળાં છૂટાંછૂટાં જામવા લાગ્યાં હતાં. પણ મને તો આ નવી રચના એક રીતે વધારે મનોહર લાગી. ગગનપટનો કેટલોક ભાગ હવે ઢંકાઈ ગયો હતો, પણ બીજા ઘણા ભાગોની શામળી પશ્ચાદ્ભૂમાંથી તારાબિંદુઓ જાણે પહેલાં કરતાં ય વધારે ઝગમગતાં બનીને ડોકિયાં કરતાં હતાં—મને નિરાશ નહિ થવાનો સંદેશ પાઠવતાં હતાં. તેજચ્છાયાભર્યું આ દર્શન તો આગલા કરતાં યે રમણીય ઠર્યું. એને ઉપભોગતાં, મૂર્ખ મરુતોની શેખી પર મને જરા હસવું આવ્યા વિના રહ્યું નહિ.

... આંખો બંધ કરીને મેં એ બહારની આકાશલીલાનું પ્રતિરૂપ અંતરાકાશમાં કલ્પનાબળે ઘડ્યું ... ... તેમાં પણ શ્યામરંગી ગગનઘુમ્મટ હતો; ઘુમ્મટમાં આમતેમ વેરાયલાં ઊજળાંઘેરાં વાદળાં હતાં; અને જ્યાં જ્યાં વાદળાં નહોતાં ત્યાંથી અલ્પતેજ કે તેજસ્વી તારાનાં ઝૂમખાં, સરખી સહિયરો એકમેકનાં આંગળાં ગૂંથી ચાલે

તેમ ગૂંથાયલી તારાઓનાં ઝૂમખાં, મધુરાં–નહિ, પ્રહ્‌લાદક–નહિ, વિવશકારી સ્મિત કરીકરીને મને રમવાને નિમંત્રતાં હતાં ... ... ...

પવન વધ્યો. બધી બાજુથી વધ્યો. આંખો બંધ જ હતી. એ ઉઘાડવાની હિંમત મારામાં નહોતી. કેમ ઉઘાડું ? હું જાણતો હતો કે પવનના વધતા જતા, હવે બળવાન બનેલ સુસવાટાએ મેં છેવટ આકાશમાં નિહાળેલા સ્વર્ગીય દૃશ્યને હવે તો વીંખી જ–ઓ ! એ ખ્યાલ ! અસહ્ય છે એ તો; એને હું કેમ કરીને આગળ વધવા દઉં ?

હું ઊઠ્યો—બંધ આંખે જ. પહેલાં બેઠો થયો, પછી ઊભો થયો, ને દાદરનો કઠેરો શોધવા હાથ લંબાવી ફંફોસવા માંડ્યું—બધું જ બંધ આંખે ... કઠેરો હાથમાં આવ્યો...ફેરાં-એક, બે,... એ ફેરાં જ હશે ને ? કે પછી મને અમસ્થું જ એમ લાગ્યું ? ... ... મેં ધીરે ધીરે, બહુ સંભાળીને, પગથિયા પછી પગથિયા પર પગ દેવા માંડ્યા. માથું નીચું નમેલ હતું. આંખો બીડાયલી હતી. ... હું નીચે ઊતરતો હતો. નીચે ? તો પછી આ શું ? આ ઊંડું આકાશ ... તેમાં વેરવીખેર વાદળાં ... આ હજી, હજી પણ છાનું છાનું ચમકી મને ઊંચે આકર્ષતાં તારકવૃન્દો ... એ બધું શું

દેખાય છે ?–હા, દેખાય છે એ ચોક્કસ; આંખો અણઉઘાડી હતી, એ પણ ચોક્કસ; અને આંખો એ રાતે તો ફરી ઊઘડી જ નહિ, એ પણ એટલું જ ચોક્કસ.




મુદ્રક
શેઠ દેવચંદ દામજી
આનંદ પ્રેસ—ભાવનગર